-: વાંચી ગમે તેવાં ઉત્તમ પુસ્તકો :-

| | |
|---|---|
| દેશદેશની લોકકથાઓ ભા. ૧ થી ૬ દરેક | ૧-૦-૦ |
| કેવડાના ડંખ (પાંડીકર) | ૩-૦-૦ |
| ગુપ્ત કામવિજ્ઞાન | ૫-૦-૦ |
| ગાંધીજીની સ્વરાજ્યસાધના | ૩-૮-૦ |
| જ દીવાન | ૨-૦-૦ |
| વંચિતા (અનુરૂપાદેવી) | ૩-૮-૦ |
| અધિકાર (નારાયણબાબુ) | ૩-૮-૦ |
| સુરમા ( ,, ) | ૩-૦-૦ |
| વિશ્વયુદ્ધને પગલે પગલે | ૨-૮-૦ |
| દેશવટો (પૂર્વાર્ધ) ૩-૦-૦ (ઉત્તરાર્ધ) | ૨-૮-૦ |
| ધરિત્રી | ૩-૦-૦ |
| હિન્દીની શ્રેષ્ઠ વાર્તાઓ | ૩-૦-૦ |
| પુરુષાર્થની પ્રતિમાઓ | ૨-૪-૦ |
| ગોદ (સીયારામ શરણ ગુપ્ત) | ૧-૧૨-૦ |
| સ્ત્રીઓનું આરોગ્ય (કુંવરજી સંપટ) | ૧-૪-૦ |
| મહારાજાઓની ગુહ્યશક્તિ ,, | ૨-૦-૦ |
| લગ્નસાધના (સોપાન) | ૨-૮-૦ |
| લગ્ન એક સમસ્યા ,, | ૨-૮-૦ |
| વરદાન | ૧-૦-૦ |
| વર્માની વિવિધ વાતો | ૩-૦-૦ |
| સુહાસિની | ૧-૦-૦ |
| દેવદાસી | ૧-૦-૦ |
| મારા વિના નહિ ચાલે | ૧-૦-૦ |
| રુક્મી | ૧-૦-૦ |
| ખૂનખોરઃ પિતાની તસ્વીર | ૨-૮-૦ |
| લપકાના પત્રો | ૨-૦-૦ |
| વિરાટ જાગે છે ત્યારે (ગુણવંતરાય આ.) | ૨-૮-૦ |
| કથા હાસ્ય | ૩-૮-૦ |
| કથા કલાપ | ૩-૮-૦ |
| કથા કલગી | ૩-૮-૦ |
| નેચર ક્યોર (કુદરતી ઉપચારો) | ૨-૮-૦ |
| પાણીના સાથિયા | ૨-૮-૦ |
| ભયંકર ભૂકંપ | ૧-૮-૦ |
| માયાની પૂતળીઓ | ૧-૪-૦ |
| ઝૂલે પોલાંડ (ઉમાશંકર જોષી) | ૧-૦-૦ |
| પોલાંડનો તારણહાર | ૧-૦-૦ |
| ગાંધી એજ ભારત | ૧-૧૨-૦ |
| વીલ્કી : એક અને અખંડ દુનિયા | ૨-૮-૦ |
| પ્રેમપરિમલ ભાગ ૧-૨ સાથે | ૪-૧૨-૦ |





## પુસ્તકો

| | |
|---|---|
| સમાજવાદ | ૨-૦-૦ |
| વિશ્વયુદ્ધને પગલે પગલે | ૨-૮-૦ |
| ધરિત્રી | ૩-૦-૦ |
| નૂતન કામવિજ્ઞાન | ૫-૦-૦ |
| અધિકાર | ૩-૮-૦ |
| સુરમા | ૩-૦-૦ |
| સંચિતા | ૩-૮-૦ |
| દેશવટો ભા. ૧-૨ | ૫-૮-૦ |
| વિશાલખા | ૨-૮-૦ |
| કેવડાના કાંટા | ૩-૦-૦ |
| વૈશમ્પાયનની વાણી | ૨-૮-૦ |
| ખંડિત માળખાં | ૨-૮-૦ |







સાહસ, શૂરાતન, જિજ્ઞાસા, કૌતુક અને કુતૂહલ ભરપૂર
સાદ્યંત રસવૃત્તિ જાળવતી રહસ્યમયી પરાક્રમ ગાથા

# સ્વપ્નતિથિ



: લેખક :

અરવિન્દ મઝમુદાર




: પ્રકાશક :

સી. શાંતિલાલની કંપની

બુકસેલર્સ અને પબ્લિશર્સ

૮૬, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઇ, ૨.

# નિવેદન



જનસ્વભાવ કૌતુક–પ્રિય છે. કુતૂહલભરી, રહસ્યમયી કથાઓ આબાલવૃદ્ધ સર્વને આકર્ષે છે.

તેમની કુતૂહલ–પ્રિયતાને કંઇક અંશે સંતોષવાનો જ માત્ર આ પ્રયત્ન છે.

રખે કોઈ સાહિત્ય વિવેચક વિવેચન–નિકષે આને કસવા મથે, માટે જ આટલી ચોખવટ કરવી પડે છે.

હવે વાર્તાઓ સંબંધે :—

'ભૂતોની મૈત્રી' અને 'ભૂતિયા વાવ' મૌલિક છે. 'સોની નોટ' મિસિસ હેન્રી વૂડની 'ચૅનિંગ્ઝ' નામક નવલકથામાંના એક પ્રસંગની આધારભૂત છે, 'ધોળા હાથ', 'અજાણ્યો મુસાફર', 'ચોતરા પરનો આંક', 'ડગલો અને લાકડી', 'હેતુ વગર' અને 'સ્વપ્નતિથિ' — એમાં અનુક્રમે અંગ્રેજી સાહિત્યના લેખકો ટૉમસ બર્ક, મોરિસ લેબ્લાન્ક, જે. જે. બેલ, એ. ઇ. ડી. સ્મિથ, જી. આર. મૅલોશ, અને ઓ. હેન્રીની કથાઓની છાયા માત્ર છે—એકે કથા અનુવાદ નથી. આ સર્વ લેખકોનો ઋણ સ્વીકાર કરવો ઘટે.

ભાઈ શાન્તિલાલ પંચોળીની સાહૃદય સજ્જનતાને લીધે જ આ પુસ્તકનું પ્રકાશન શકય બન્યું છે.

આ કથાઓ પરત્વે આટલું જ નિવેદન બસ નથી ?

મુંબઈ,
૧૫, એપ્રિલ ૧૯૪૭ — અરવિન્દ મઝમુદાર.

# ❀ અનુક્રમણિકા ❀







# સોની નોટ

## ૧

વસન્તનાં વદન પરની શ્યામ ઉદાસ રેખા તેની માતા લક્ષ્મીથી છાની ન રહી.

"કેમ, આજે પણ તબિયત સારી નથી, બેટા!" લક્ષ્મીએ મમતાપૂર્વક પૂછ્યું.

"નહિ, મા, સહેજ માથું ભારે છે, એટલું જ." લક્ષ્મીએ પોતાની સ્નેહભરી આંખો ઘડીક તેના પર સ્થિર કરી. તેનું માતૃહૃદય વસન્તનાં હૃદયની ઊંડાણભરી વેદના માપી ગયું. ક્ષણ પછી તે બોલી;

"કશું છુપાવે છે, વસન્ત! મારાથી છૂપું રાખવા જેવું કાંઇ બન્યું છે, ભાઇ!"

બાવીસ વર્ષના યુવાન પુત્રનાં નેત્રોમાં પાણી ભરાઇ આવ્યાં. તે સહસા ઊભો થયો. ખુરસીની પીઠ પર હાથ ટેકવી, જરા આડું જોઇ, શોકભર્યા સ્વરે તે બોલ્યો:

"ખાસ તો એવી કાંઇ વાત નથી, મા! માત્ર મારે કાલથી હરરાય કાકાની ઑફિસે જવાનું બંધ થયું છે, એટલું જ,"

આટલું કહી, માતાનાં હૃદયને વધુ વ્યથિત ન કરવા ઇચ્છતો હોય તેમ બહાર વરંડામાં ચાલી ગયો.

\+ + + +

હરરાય અને પ્રવીણ બન્ને બચપણથી મિત્રો હતા. એકજ ગામમાં રહેલા, સાથેજ ભણેલા; શાળા અને મહાશાળા-નાં અધ્યયન દરમ્યાન, કેટલાય મિત્રોની છાયા આવી અને અદૃશ્ય થઇ; પણ આ બન્નેની મૈત્રી દૃઢ રહી.

પ્રવીણ બી. એ. થઈ, ગરીબીને લીધે આગળ ભણવાને અસમર્થ હોઇ, શિક્ષક બન્યો; હરરાય આગળ ભણી એલ. એલ. બી. થયો, અને પછી તેણે કમિશન એજન્ટની ઑફિસ કાઢી. સમાજની દષ્ટિએ આમ બન્નેના જીવન-પ્રવાહ ભિન્ન બન્યા, પણ તેમની અંતરની એકતા તો એવીજ રહી. સત્ય-પ્રિયતા, નિખાલસપણું, ચારિત્ર્ય અને વ્યવહારિક બુધ્ધિ-મત્તાને લીધે પ્રવીણ સમાજમાં પ્રતિષ્ઠિત, સંમાનિત બન્યો.

હરરાયે પણ સારી પ્રતિષ્ઠા સંપાદન કરી. પ્રવીણ ધન-સંચય ન કરી શકયો; હરરાયે ઠીક ઠીક સંપત્તિ મેળવી. પ્રવીણને વિનય અને વસન્ત, પોતાની પ્રતિકૃતિ સમા, બે પુત્રો સાંપડયાં. હરરાય પુત્ર પ્રાપ્તિનું સુખ સંપાદન કરી શકયો નહિ. પ્રવીણ સાથે એને એટલો ગાઢ સંબંધ હતો કે એની પત્ની સરલા લક્ષ્મીને ઘણીવાર કહેતી, "બહેન, મોટાને તમે અળગો ન કરી શકો; પણ આ નાનો વસન્ત તો હુંજ રાખી લેવાની." લક્ષ્મી હસીને કહેતી: "એ તમારોજ છે; તમને આપ્યો."

અને કંઇક અંશે બન્યું પણ એમજ. એકાએક માંદગીને

લીધે પ્રવીણ મૃત્યુ પામ્યો. પ્રવીણના ઘરમાં હાહાકાર મચી ગયો.

દિવસ જતાં ઘર થાળે પડયું. વિનયને હરરાયે પોતાની ઓળખાણથી બૅન્કમાં રખાવ્યો. વસન્તને આગળ ભણાવવા સમજાવ્યું. લક્ષ્મીએ કહ્યું: "પૈસા સંબંધી સ્થિતિ તો તમે જાણો છો. ભાવિ સમાજના ઘડનારને સમાજે કશું આપ્યું નથી. વિનય એકલાની કમાણીથી ઘર ચાલે તેમ નથી. તમે ખર્ચ આપવા કબૂલ્યું તે માટે તમારો ઉપકાર. પણ હવે વસન્તને પણ ઠેકાણે પાડો. મારા સ્વામીના ગયા પછી, મને લાગતું નથી કે વધુ સમય આ જગતમાં મારે રહેવાનું થાય. હું જાઉં તે પહેલાં તેમનો સંસાર થાળે પડેલો જોઉં તો મારી સદ્ગતિ થાય."

હરરાયે વિશેષ આગ્રહ ન કર્યો. આખરે પોતાને પણ કોણ હતું? પોતાની ઑફીસ પણ કોને સોંપી જવાના હતા? છેવટે વસન્તને તેણે પોતાની ઑફિસમાં રાખી લીધો.

૨

વિનયને પરણ્યાને ચાર પાંચ વર્ષ થઈ ગયાં છે. રમા ઘરમાં આવી ત્યારથી સૌનું પ્રિય પાત્ર બની છે. વસન્ત ભાભીનો ખાસ ભક્ત બની ગયો છે. રમા ઘરમાં સૌની કાળજી રાખે છે; પણ વસન્તભાઈ પર તેની મમતા અપાર છે. લક્ષ્મી કહેતી: "રમા, વસન્ત તે કાંઇ કીકો છે કે તું એની આટલી જહેમત ઉઠાવે છે?" રમા સસ્મિત કહેતી: "વસન્તભાઇનાં લગ્ન કરો ત્યાંસુધી આટલી વેઠ તો ઉઠાવવીજ રહીને! વેઠમાંથી મુક્ત કરવાનું કામ તમારું છે, મા!"

રમાનો નાનકડો પુત્ર સુધીર કાકાનેજ બાઝયો છે. કાકા વગર ઘડીભર તેને ચાલતું નથી. ઑફિસ જાય ત્યાંસુધી વસન્તને સુધીરનીજ માથાકૂટ કર્યા કરવી પડે છે. વસન્ત સાથેજ જમવાનું; કપડાં પણ તેજ પહેરાવે. વાળ પણ એજ હોળી આપે; કાકા જેવા સરસ વાળ જગતમાં કોઇપણ હોળી આપી શકે તેમ નથી.

પરિણામે ઘણીવાર વસન્તને ઑફિસમાં જતાં મોડું થતું. હરરાય હસીને કહેતાઃ "મારી ઑફિસ છે એટલે ચાલે છે. નહિતર રોજ મોડા આવનારને શું સજા થાય, એ ખબર છે?" વસન્ત કહેતોઃ "માટે તો, કાકા, હવે સુધીરનેજ હું અહીં લાવી બેસાડવાનો છું; તેથી તમારાં કામની શુષ્કતા કાંઇક ઓછી થાય." હરરાય મમતાભર્યું હસી વસન્તની પીઠે હાથ ફેરવતા. "ભલે, ભલે; સુધીર કાંઈ તારો એકલાનો ભત્રીજો નથી; મારો પણ તે-શું કહેવાય !—પ્રભત્રીજો છે!" અને વસન્તના મોડા આવવાથી કોઈ તેની ઇર્ષ્યા કરે, તેમ પણ નહોતું. હરરાયની ઓફિસમાં એક બુઢ્ઢો રામદાસ કારકુન હતો. હરરાયનો જમણો હાથ. કામ એના પ્રાણ—તો પણ જરા વૃદ્ધ થયો હતો ને, એટલે વસન્ત એનું કેટલુંય કામ ઊકેલી આપતો. હરરાય જેટલીજ મમતા તે વસન્ત પર રાખતો. ઑફિસમાં એક બીજો પણ યુવક કામ કરતો. હરરાયના દૂરના સગાનો પુત્ર. નામે શાંતિ; પણ અશાન્તિનો અવતાર. જેટલો વસન્ત ઠાવકો ને ઓછાબોલો, તેટલોજ તે ચંચળ ને બહુબોલો. કામ કરવાનું ભારે આળસ. વાતો કરવી હોય તો થાકે નહિ. હરરાય કહેતાઃ "શાંતિ, તારી જીભને બદલે હાથને કામે લગાડ." શાંતિ કહેતોઃ

તો પછી આ બુઢ્ઢા રામદાસની તમારે જરૂર નહિ રહે, કાકા! બુઢ્ઢા રામદાસની દયા ખાતર તો હું વાતોમાં વખત વીતાવું છું. બુઢ્ઢો રામદાસ હાથ ઊગામતો અને બધા હસી પડતા.

પણ એટલું ખરું કે જેટલું કામ એ કરે, તેટલું બુદ્ધિપૂર્ણ. હિસાબ–કિતાબના આંકડામાં વૃદ્ધ રામદાસ ગૂંચવાઇ પડે ત્યારે તેને ધક્કો મારી શાન્તિ કહેતો: “રહેવા દો, રહેવા દો, બુઢ્ઢા કાકા, જરા તમારો ચોપડો આમ આપો. જીવતર આખું ગાળ્યું પણ હિસાબ આવડયો નહિ!” રામદાસ ચોપડો તેને આપી છીંકણી સૂંઘી ઘડીભર રાહત મેળવતો. ઘડીના છઠ્ઠા ભાગમાં શાન્તિ કામ સરખું કરી રામદાસને આપી દેતો. બુઢ્ઢો રામદાસ ફરીવાર નજર નાખી જતો, પણ શાન્તિએ કદી ભૂલ કરી એમ બનતું નહિ.

સ્વભાવમાં મૂળગત ભેદ હોવા છતાં વસન્ત અને શાન્તિ વચ્ચે ગાઢ મૈત્રી હતી. વસન્ત વગર શાન્તિને ચેન પડતું નહિ. બીજું પણ કારણ હતું. મહિનામાં કેટલાય દિવસ ઑફિસમાંથી તે રફુચક્કર થઇ જતો. તેનો સ્વભાવજ એવો ચંચળ હતો. આખું અઠવાડિયું ઑફિસમાં ભરી શકાય એ તેને માટે સંભવિતજ નહોતું. તે વખતે મોડો રોકાઇ ને પણ વસન્ત તેનું બધું કામ પતાવતો. એના બદલામાં શાન્તિ બીજે દિવસે બિસ્કિટનું પડીકું કે એવું કાંઇ લઇ આવતો. કહેવાની જરૂર નથી કે તે બધું સુધીરનાજ ગજવામાં જઇ ભરાતું.

ને હરરાય આ બધું ચાલવા દેતા. ઑફિસના કામમાં કશી ઊણપ રહેતી નહિ. રામદાસ તેને ત્યાં ત્રીસ વર્ષથી હતો.

તેના ભાઇ જેવોજ થઇ રહેલો. વસન્ત તો પોતાનોજ. શાન્તિ ગમે તેવો, પણ ઑફિસનાં કામમાં ઘણોજ પારંગત અને પ્રમાણિક. હોય તેટલો વખત, પણ આંટીઘૂંટીવાળું, બુદ્ધિ જેમાં ચલાવવી પડે, તેવું કામ, હરરાય તેનેજ સોંપતો; શાન્તિ તે સફળતાથી પાર પાડતો. બબડાટ ફફડાટ ઘણો કરતો; પણ કામની ચંચલતામાં, ને પ્રમાણિકતામાં તે કોઇથી ઊતરે તેવો નહોતો.

હરરાયની ઑફિસની આ સ્થિતિને એક દિવસ એકાએક આંચકો લાગ્યો.બે વાગ્યે અચાનક ઑફિસમાં ધસી આવી શાન્તિએ હરરાયને કહ્યું : “ ધૂળ પડે આ ઑફિસનાં કામમાં. મારો શુક્રવાર ઓછોજ આ કામથી વળવાનો હતો ? મારો મસિયાઇ ભાઇ આફ્રિકા જાય છે. તેની સાથે જવાનું મેં નકકી કર્યું છે. પાસપોર્ટ પણ મળી ગયો; ને વારુ, “હરરાય કાકા, મને થોડા રૂપિયા પગાર ઉપરાંત વધારે નહિ આપો ? ”

હરરાય આંખો કાઢી પહેલાં તો શાન્તિ તરફ જોઈ રહયા. મશ્કરી નથી, એમ સમજાયું ત્યારેજ તે બોલ્યા :

“ ભલે, તું આફ્રિકા જશે તેથી મારી આફિસને તાળાં દેવાવાનાં નથી. પણ મને પૂછ્યું હોત તો ઠીક થાત. વારુ, રૂપિયા કેટલા જોઇએ ? કયારે જવાનો છે ? ”

“ આજેજ રાત્રે મુંબઇ જાઉ છું. દશેક દિવસ પછી પાછો આવીશ .પછી તરત નીકળી પડીશ હાં, પગાર થોડો તો મને આગળથી મળશે– હમણાં પચાસેક રૂપિયા આપો તો ઠીક. ”

રૂપિયા લઇ, સૌને મળી, શાન્તિએ સદાયને માટે ઑફિસ છોડી.

૩

વિનયના તરફ બૅન્કના મૅનેજરની તથા 'સ્ટાફ' ના માણુસોની જેટલી મમતા હતી, તેટલી બીજા કોઇ તરફ નહિ હોય. કામકાજમાં વ્યવસ્થિત, સુઘડ, નિયમિત તથા સદૈવ આનંદી છતાં ગંભીર વિનય સર્વનું પ્રીતિ પાત્ર થઈ પડયો હતો. તેનાં કામમાં કદી ભૂલ ન થતી; ઉપરી અધિકારીઓનું કામ કરી આપવામાં તથા નવા નિમાયેલા કારકુનોને માર્ગ-દર્શન કરવામાં તે હંમેશાં તત્પર રહેતો. પક્ષાપક્ષીમાં તે કદી પડતો નહિ. કર્તવ્યનાં ઉચ્ચ ભાનથી તે સદૈવ જાગૃત રહેતો; અને બૅન્કનું કામ પૂરું થયે, વહેલું હોય તો કવચિત્ હરરાય કાકાની ઑફિસે થઇ, નહિતર સીધો, ઘેર જતો. ઘરમાં તેનો પડતો બોલ ઝીલાતો, તેના 'વડેજ ઘર ચાલતું. વસન્તના પગારમાંથી તો સુધીરજ જાણે પોષાતો. તેની માતૃભકિત અનુ-પમ હતી; છતાં તેની પ્રીતિનું કેન્દ્ર વસન્ત હોય તેમ જણાઇ આવતું. તેને ઓછું આવે એવું તે કદી થવા દેતો નહિ. ભોજન વ્યવહારથી માંડી ઘરની સર્વ વ્યવસ્થા વસન્તની રુચિ અનુસારજ તે કરાવતો. ઘરમાં તે ઓછું બોલતો અને તેથીજ તેની મીઠી, આકર્ષક વાણીને માટે જાણે સહુ તલસતાં. વસન્ત મોટાભાઇની મૂંગી સેવા કરતો. મોટાભાઇના સાન્નિધ્યમાં તે ભાગ્યેજ બોલતો. છતાં બન્નેની દષ્ટિ પરસ્પર—હૃદયની તલ-સ્પર્શીજ રહેતી.

વસન્તને માટે કન્યા મેળવવા તે વિચાર કરી રહ્યો હતો. મુંબઇમાં, પોતાનાં ઘરને દીપાવે તેવી એક કન્યા પર તેની દૃષ્ટિ

ચાંટી હતી. હરરાય કાકાને તેણે એ કામ સોંપ્યું હતું. હરરાયે તે કન્યા મેળવી આપવા લગભગ વચન આપ્યું હતું.

આજે શનિવાર હતો. બૅન્ક ૧–૩૦ વાગ્યે બંધ થઇ હતી. પણ હરરાય કાકાની ચિઠ્ઠી આવી હતી: "આજે પાછું ઑડિટરને ત્યાં જવાનું છે. આજે મારી સાથે તારે આવવું પડશે. માટે બૅન્કમાંથી નીકળી ઑફિસ પર આવજે." હરરાયની આફિસમાં હમણાં જરા મુશ્કેલી છે. શાન્તિ નોકરી છોડી ગયો છે. બુઢ્ઢો રામદાસ ત્રણ દિવસથી માંદગીમાં પટકાયો છે. અધૂરામાં પૂરું ઓફિસનો નોકર પણ પોતાની સ્ત્રી બિમાર હોવાથી કાલથી આવતો નથી. તેથી આજે ઑફિસમાં હરરાય કાકા ને વસન્ત બેજ જણા ઘસડબોડો કરી રહ્યા છે.

વસન્ત ઑફિસમાં આવી પહોંચ્યો. હરરાયે સ્નેહથી પાસેની ખુરસી પર તેને બેસાડયો, ને તે કામ આટોપવા લાગ્યા. રોકડ નાણાંની નોટો તેણે ગણી કાઢી, હિસાબ મેળવી જોયો અને નોટોના ચોડાને નાનકડી 'કૅશ–બૉક્સ' માં મૂકી વસન્તને કહ્યું, "મારી બેગમાં આ મૂકી દે. હું મોં ધોઇ આવું–ઘણું મોડું થાય છે." આટલું કહી તે બાથ રૂમમાં ગયા; વસન્તે ખૂણામાં પડેલી બેગ આણી; કૅશ–બાક્સ મૂકી દીધી, ને પોતે પણ તૈયાર થવા લાગ્યો. વિનય ઊભો થઇ બારી બહાર લોકોની અવરજવર તરફ શૂન્ય દૃષ્ટિએ જોઇ રહ્યો.

૪

બીજા દિવસની સવાર છે. આજે રવિવાર છે એટલે આખું કુટુંબ સવારે આગલા ખંડમાં ચા પીવા ભેગું થયું

છે. સુધીર કાકાને પજવી રહ્યો છે. લક્ષ્મી ફુલની માળા ગૂંથી રહી છે. રમા સુધીર માટે પહેરણુ સીવી રહી છે. વિનય છાપું વાચે છે. વસન્ત ચાની રાહ જોતો આરામ ખુરસીમાં ચારે બાજુ નજર નાખતો બેસી રહ્યો છે—

એટલામાં અચાનક હરરાય ઓરડામાં ધસી આવ્યા. તેના મોંપર સાધારણુ ક્ષોભ હતો : લક્ષ્મીથી તે ગુપ્ત રહી શકયો નહિ; તે બોલી, "આવો, આવો, હરરાયભાઇ! બેસો." હરરાય બેઠા. ચાપાનવિધિ થયા પછી આડી અવળી વાતો કરી, વસન્તને ઉદ્દેશી તેણે કહ્યું : "મારે તારૂં કામ છે; તારા ખંડમાં જરા ચાલ, તો!"

મુંબઇવાળી કન્યા મીરાં સંબંધી કાંઇક વાત હશે, ધારી રમાએ ટકોર કરી : "વસન્તભાઇ, મિઠાઇ લઇ આવવા માટે કોઇને મોકલી આપું?"

વસન્તના ખંડમાં ગયા પછી જરા સ્વસ્થ થઇ, હરરાય બોલ્યા "વસુ, કાલે કશ–બૉકસ તેંજ બેગમાં મૂકી હતી, ખરૂ?"

"હા, કાકા"

"બેગ બંધ કરી તેં મને ચાવી આપી. હું સીધો ઘેર ગયો. બેગમાં જોખમ રાખવું ઠીક નહિ એમ ધારી ઘેર જતાંજ મેં બેગમાંથી કશ–બાકસ કાઢી તેમાંથી રૂપિયા ગણી 'સેઇફ'માં મૂકવા માંડયા. પણુ જોઉં તો એક સો રૂપિયાની નોટ ઓછી! આફિસમાં મેં બરાબર હિસાબ મેળવી ત્રણુ વખત ગણી જોઇ હતી—તો સો રૂપિયાની એક નોટ ગૂમ શી રીતે થઇ!"

વસન્ત દિઙ્મૂઢ થઇ ગયો. તે બોલ્યો, "આફિસમાં મૂકતાં

કદાચ પડી ગઈ હોય !"

"હું ઑફિસ થઇનેજ આવ્યો. તાળું આપણેજ મારેલું. મેં ચારે બાજુ શોધ કરી જોઇ. પણ નોટ મળી નહિ—ને ત્યાં મળવા સંભવ પણ નહોતો, કારણ કે મેં ચોક્કસપણે કૅશ–બૉક્સમાં નોટો મૂકેલી."

વસન્ત આભો બની ગયો. આવું કદી બન્યું નહોતું. તે કશો જવાબ આપી શકયો નહિ. હરરાયે કહ્યું :

"છતાં આ ઑફિસની ચાવી તને આપી મૂકું છું. સાંજપોર જઇ ફરી શોધી જોજે. મારી આંખો તો વૃદ્ધ થઈ. નોટની કાંઇ વિસાત નથી—પણ ગૂમ શી રીતે થઇ તેજ દિલને અકળાવે છે !"

વસન્ત આગલા ખંડમાં પાછો આવ્યો ત્યારે તેના મુખપરની ગંભીરતા જોઈ તરત તેને કોઇ પ્રશ્ન પૂછી શકયું નહિ. થોડીવારે સૌ વિખરાઈ ગયાં—ને જ્યારે વસન્ત ફરી પોતાના ખંડમાં ગયો, ને એકલો વિચાર કરવા લાગ્યો, ત્યારે એકાએક તેને ભયંકર પરિસ્થિતિનું ભાન થયું !

નોટ શી રીતે ગૂમ થઈ તે તેને સમજાયું નહિ—પણ, પણ, છેલ્લે કશબૉક્સ તેણેજ બંધ કરી; હરરાય 'બાથરૂમ'માં ગયા. હરરાય પાછા આવ્યા ત્યાંસુધી ભાઇ બારીએજ ઊભેલા; ખંડમાં બીજું કોઇ નહોતું; આ સંયોગોમાં નોટ ગૂમ થઇ તેનું આળ શું પોતા પર આવી રહ્યું છે ! હરરાયકાકાનો પોતાના પર દૃઢ વિશ્વાસ છે—છતાં અત્યારે તેમનું આવવું, વાત કરતાં તેમનો સંકોચ, હંમેશની મમતાનો અભાવ—ને

છેવટે આફિસની ચાવી પોતાને આપવી. આની પાછળનું રહસ્ય હવે તેને સ્પષ્ટ થઇ ગયું! હરરાયે ચોક્કસ ધારી લીધું કે પોતે નોટ ઉચાપત કરી છે! પણ હરરાય શાણા છે; તક આપવાજ તેણે ચાવી આપી છે. જેથી બીજે દિવસ પોતે જઈને કહી શકે કે "નોટ તો આફિસમાંજ ઊડી પડેલી; ખૂણામાં પડેલી–લ્યો આ રહી!' તેના હૃદયમાં ખંજર ભોંકાયું–તીવ્ર વેદના થવા લાગી. પોતે ચોર! સ્વપ્નમાં પણ અકલ્પ્ય એવી સ્થિતિમાં તે મુકાઈ ગયો.

તરતજ તે આફિસ પર ગયો. ઑફિસના ખૂણે ખૂણા જોઈ વળ્યો છતાં તેને નોટ ન મળી. તે દિવસે, બીજા પોતાના મનને ભાવ કળી ન શકે, માટેજ તે જમવા બેઠો, પણ જમી શકયો નહિ. "તબિયત સારી નથી"– કહી તે ઊઠી ગયો. રમાનાં વિનોદવચનો તેને કડવાં ઝેર જેવાં લાગ્યાં. પોતાના ખંડમાં જઇ તેણે સૂઇ જવા પ્રયત્ન કર્યો, પણ આજે ઊંઘ આવે એ અશકય હતું.

ચાનો વખત થતાં ન છૂટકે તેને બહાર આવવું પડયું– તો ત્યાં બીજોજ વજ્ર–પ્રહાર તેને માટે તૈયાર હતો.

ચા પીવાની તે શરુઆત કરે છે; લક્ષ્મી, રમા, સૌ બેઠાં છે, ત્યાં એકાએક વિનય આવી માતાને કહે છે: "ઠાકોરજીના વસ્ત્રાલંકાર નથી એમ તું ફરિયાદ કર્યા કરે છે, મા; વસન્તના ધોતિયાં લાવવાનાં છે ને સુધીર માટે આ જોઇએ છે ને પેલું જોઇએ છે – વારુ ત્યારે, લે મા, આ આપું છું, પણ હવે હમણાં બીજું કાંઇ માગતી નહિ," કહી ખાસ્સી સો રૂપિયાની

નોટ એ માતાને આપે છે! લક્ષ્મી બોલી, "તારા પગારને તો વાર છે! આ ક્યાંથી પૈસા આવ્યા, મોટા!"

"આકાશમાંથી પડયા, મા,! કાલે બપોરે ઓચિંતાજ મારા ખિસ્સામાં આવી પડયા," કહી હસતો હસતો તે પોતાના ખંડમાં ચાલી ગયો.

વસન્ત પર વીજળી પડી. શું મોટાભાઇ! એમની પાસે આ નોટ ક્યાંથી આવી? શું એમણે નોટ ચોરી? અરે! એ કલ્પના પણ ઘોર છે! પોતાના મોટાભાઇ, જન્મથી અત્યાર સુધી જે કદી અસત્ય બોલ્યા નથી, જેમણે અસત્ય આચરણ કર્યું નથી, તે મોટાભાઇ! તેને ઓરડો ચક્કર ચક્કર ફરવા લાગ્યો, ફેર આવી ગયા ને ખુરસીમાંજ તે ફસડાઇ પડયો!

ઊંઘમાંથી જાગ્યો ત્યારે તે પોતાના ખંડમાં એકલો હતો. સહેજ સ્વસ્થતા પામતાં તે તરંગપર ચઢયો! મોટાભાઇનો બિચારાનો દોષ નથી! ઘરમાં ખર્ચ પણ કેટલો છે? મારો પગાર ટૂંકો; સુધીર પાછળ અને મારી જરૂરિયાતો પાછળજ એ ખરચાઇ જાય છે. તેમાંયે ગયા બે મહીનામાં મા ને સુધીરની માંદગી! બિચારા મોટાભાઇ, એક શબ્દ બોલ્યા વગર ઘરનો ભાર સહન કરી રહ્યા છે! એ તરફ મારી કદી દૃષ્ટિજ ગઇ નથી! કુટુંબને સંતુષ્ટ રાખવાની પ્રબળ ઇચ્છાથી મોટાભાઇ ભૂલ કરી બેઠા છે!—હરરાય કાકાને મારાથી સત્ય હકીકત કહી શકાશે નહિ—કોઇને પણ કહી શકાશે નહિ—ભાઇની પ્રતિષ્ઠા ગઇ તો ઘરનું શું?"

અને ચોરીનું આળ માથે ઓઢી લેવાનો નિશ્ચય કરી, તે બીજે દિવસે ઑફિસ ગયો.

પણ 'મેં નોટ લીધી હતી'—એટલું અસત્ય તે બોલી શક્યો નહિ.

હરરાયે કહ્યું, "વસુ, તારી તબિયત સારી લાગતી નથી. હમણાં આરામ લે—વળી, આ ઑફિસના કામમાં પણ કાંઇ માલ નથી. તારે માટે હું કાંઈ બીજો રસ્તો કરીશ."

એક પણ શબ્દ બોલ્યા વગર, હરરાય કાકાને પ્રણામ કરી, વસન્ત સજળ નયને ઑફિસ છોડી દાદર ઊતરી ગયો—રવડી રખડી સાંઝે ઘેર ગયો.

ઘેર આવતાં માતા સાથે જે વાતચીત થઈ, તે આપણે વાર્તાના પ્રારંભમાંજ જોઇ ગયા.

તે રાત્રે એકાન્ત મળતાં લક્ષ્મીએ વિનયને પૂછ્યું: 'વસન્તને શું થયું છે, મોટા !'

તેજ દિવસે સાંઝે હરરાયે વિનયને બૅન્કમાં બોલાવ્યો હતો. નોટ ગૂમ થયાની વાત. તેમજ વસન્તેજ તે લીધી છે એવો દૃઢ અભિપ્રાય તેમણે વ્યક્ત કર્યો હતો. વિનયે કહ્યું હતું, "વસન્ત કદી એવું કામ કરી શકે નહિ, કાકા ! એવી કલ્પના પણ અશક્ય છે ! કાંઇક ગંભીર ઘોટાળો થયો છે. હું ચોરી કરી શકું એમ તમે માનો તો વસન્ત ચોરી કરી શકે ; એ વાતજ અસંભવિત છે. હું તમને ખાત્રીપૂર્વક કહી શકું—છું, કાકા, કે વસન્તને એવું કામ કરવાની કલ્પના સરખી પણ આવવી અસંભવિત છે !"

વિનયના જવાબથી હરરાયને કાંઇક આશ્ચર્ય થયું હતું. છતાં તેમનો સંદેહ મક્કમ રહ્યો હતો.

માના પ્રશ્નના ઉત્તરમાં વિનય બોલ્યો : "કામકાજમાં કાંઇક ગંભીર ભૂલ થયેલી, મા! એટલે હરરાયકાકાને નુકસાની-માં ઊતરવું પડ્યું. એટલે તો એ ચિડાયા છે. પણ કાકાનો રોષ કેટલો વખત ટકશે? તું એની ચિન્તા કરીશ નહિ! સુધીરનો વિચાર કરતાં આડોઅવળો ઘોટાળો તેણે જરૂર કરી નાખેલો"—એમ કહી, હસી, વાત ઉડાવી, વિનય પોતાના ખંડ ભણી ગયો.

ખંડના દ્વાર પાસે જતાં વસન્તને વરંડામાં શૂન્યમનસ્ક ઊભેલો તેણે જોયો. આજુબાજુ કોઇ છે તો નહિને, એમ દૃષ્ટિ ફેરવી અત્યન્ત મમતાથી વસન્તને ખભે હાથ મૂકી તે બોલ્યો, વસુ! હરરાય કાકાને તારે માટે ફરી હું કાલે મળું!"

શી વાત! મોટાભાઇ, પોતે દોષિત હોવા છતાં જાણે ઉપકાર કરી રહ્યા હોય તેમ એને સાન્ત્વન આપી રહ્યા છે! મોં ફેરવી કાંઇક કચવાયેલે સ્વરે વસન્તે કહ્યું, 'જરૂર નથી, મોટાભાઈ!' કહી તે પોતાના ખંડમાં ચાલી ગયો.

પળવાર ત્યાંજ ઊભો રહી વિનય પોતાના શયનખંડમાં ચાલી ગયો.

૫

સમય વહેવા લાગ્યો. પણ ઘરમાં જે મંગળમય કલ્લોલ પ્રવર્તી રહેતો તે નષ્ટ થયો છે. હવે કોઈ ઘરમાં હસતું નથી. બધું કામ યન્ત્રવત્ ચાલે છે. સૌના વદનપર કોઇ અગમ્ય વિષાદની ઘેરી છાયા પથરાઇ રહી છે. રમા વસન્તને આનન્દિત કરવા આકાશ પાતાળ એક કરી રહી છે. વસન્ત બોલે ચાલે છે;

સુધીરને રમાડે છે; પણ તેમાંથી સ્નિગ્ધતા, કોમળતા લુપ્ત થયાં છે. મા સાથે ખપજોગીજ વાત કરે છે. સુધીરને રમાડતાં એકલો પડતાં તેની આંખમાંથી અશ્રુધારા વહે છે. રમાને આવતી જોતાં તે આંસુ લૂછી નાખે છે; કોઈવાર ફીકકું હસે છે—બન્ને ભાઈઓ મળે છે ત્યારે વિનય વસુની આંખ તરફ સ્નિગ્ધ મીટ માંડી, 'કેમ છે, વસુ!' એટલુંજ માત્ર પૂછે છે. એ પ્રશ્નની પાછળ રહેલો મોટાભાઈનો અગાધ ઊંડો પ્રેમ વસન્ત જોઈ શકે છે. પણ એક પ્રકારનો પડદો બન્ને વચ્ચે પડી ગયો છે, એમ બન્નેને લાગે છે—એનો કાંઈ ઉપાય પણ નથી એ પણ બન્ને સમજે છે.

આવા વિષાદમય, શોકનિમગ્ન, ઘેરાં વાતાવરણ વચ્ચે થઇ તેમનો સંસાર બે માસની મજલ કાપે છે.

ને એક સાંજની આ વાત છે.

આજે સુધીરની વર્ષગાંઠ છે. દર વર્ષે વસન્ત ટોપલો ભરી રમકડાં તેને માટે લઇ આવતો—તેનો આજે અભાવ છે. તેને લીધે સુધીર કરતાં વસન્ત વધારે ખિન્ન છે. છતાં સાંજે ચાપાણીની નાની મિજલસ ગોઠવાઈ છે. સુધીર જેવડા પડોશીના બે ત્રણ છોકરાઓ સિવાય માત્ર કુટુંબનાં જ માણસો બેઠેલાં છે. ગુંગળાયેલાં વાતાવરણને હલકું કરવા રમા સિવાય કોઈ પ્રયત્ન સરખો પણ કરતું નથી.

ચા પીવાય છે, એટલામાંજ ટપાલી આવી પહોંચ્યો. બે કાગળ તેણે ઘરમાં નાખ્યા. એક તો સુધીરના નામે આવતું 'પુષ્પ'; બીજો કાગળ વસન્તનાં સરનામાનો.

વસન્તને ખાસ મિત્રો હતાજ નહિ. પરગામથી તેના કાગળો કદી આવતા જ નહિ, તેથી વિસ્મય પામી અત્યંત કુતુહલથી તેણે પાકિટ ફોડયું, ને તે પત્ર વાંચવા માંડયો. ગાઢ શાન્તિ અને મૌન વચ્ચે વસન્ત તરફ સૌ મીટ માંડી રહ્યા હતા. એટલામાં એકાએક સફાળો, કૂદકો મારી વસન્ત ઊભો થઇ ગયો, "ઓત્તારી! આમ છે!" એમ બૂમ મારી ઘડી ભર તે અવાક્ થઇ ગયો. પછી તરત જ તેણે દોડી નીચા નમી મોટાભાઇનાં ચરણો પકડી લીધાં ને 'માફ કરો, મોટાભાઇ' કહી ડૂસકાંભેર મોટેથી બાળકની જેમ તે રડવા લાગ્યો.

કોઈને સમજ પડી નહિ. સૌ દિઙ્મૂઢ થઇ ગયાં. વિનયે, અત્યંત વહાલથી વસન્તને બેઠો કરી, બાવીસ વર્ષના તે પોતાના નાનાભાઇને પોતાના ખોળા પર બેસાડી દીધો; તેની આંખો પણ ભરાઈ આવી.

લક્ષ્મીએ કહ્યું, "આ બધું શું છે! કોનો કાગળ છે! કાંઈ સમજ પડે!" વસન્ત ઊભો થયો ને પોતાના હાથમાંનો કાગળ તેણે ભાભીને આપ્યો: "લ્યો, મોટેથી વાંચો."

કાગળ વસન્તના મિત્ર શાન્તિનો હતો. આફ્રિકાથી આવેલો હતો. સરલાએ વાંચવો શરૂ કર્યો.

પ્રિય દોસ્ત!

તારો મેળાપ જતી વખત થયો નહિ. કાગળ લખવા ઘણા દિવસથી તલસતો હતો. હજુ કાલેજ અમે અહીં આવ્યા. આજે તનેજ પહેલો કાગળ પરદેશથી લખુ છું!

છું તો મઝામાં. અહીં ગમશે કે કેમ તેનો કહી શકતો

નથી. બધે ઠેકાણે હરરાયકાકા ને રામદાસ કે વસન્ત હોતા નથી. બ'હાને તો ફાવ્યું તો ઠીક, નહિતર ત્યાં આવી હરરાય કાકાને માથે પડતાં કોણ અટકાવવાનું છે ?

એક રમૂજ ભરી વાત કહું. મુંબઈથી આપણે ગામ આવીને હું બે દિવસ રહી પાછો મુંબઇ જવાનો હતો. તને યાદ હશે કે મેં તને રવિવારે સવારે મળવા બોલાવ્યો હતો. તેને આગલે દિવસે શનિવારે, બપોરે લગભગ ૨–૩૦ વાગ્યે, હરરાય કાકાની ઑફિસ આગળથી હું નીકળ્યો. તમને સૌને મળવાની મને સ્વભાવિક પ્રેરણા થઇ આવી, ને હું ઉપર ઑફિસ પર ચઢી આવ્યો. હરરાય તે વખતે, તેના અવાજ ઉપરથી, બાથ રૂમમાં હશે એમ હું ધારૂં છું. આગલા રસ્તા પર તેજ સમયે એક લૉરી મૉટર સાથે અથડાઈ. તારા મોટાભાઇ તો બારીએજ હતા—એક ક્ષણ માટે તું પણ બારી તરફ શું થયું તે જોવા દોડયો. પીઠ ફેરવી તું બારી તરફ ગયો તેજ ક્ષણે મેં ઑફિસમાં પ્રવેશ કર્યો. જોઉં તો ઉઘાડી સૂટકેઇસમાં અર્ધ ઉઘાડી કૅશ–બોકસ ! મને ગમ્મત કરવાનું મન થઈ આવ્યું; એક ક્ષણમાં કૅશ–બૉકસમાંથી સો રૂપિયાની એક નોટ ઉઠાવી લઇ હું નીચે ઊતરી પડયો. તમારૂં કોઇનું ધ્યાન પડયું હોય એમ મને લાગ્યું નહિ.

ઑફિસમાં દોડધામ થઇ રહેશે, ને હરરાયકાકા ઊંચાનીચા થઇ જશે, તે વખતે કેવી ગમ્મત થશે એ વિચારથી મને હસવું આવતું. કલાક પછી પાછા ફરતાં હું નોટ પાછી આપી દઇશ એમ ધારેલું, પણ પાછો ફર્યોને ઉપર આવ્યો ત્યારે તો ઑફિસે તાળું !

મારો સ્વભાવ તો તું જાણે છે! આફ્રિકા જવાની ધમાલ-ભરી તૈયારીમાં એ વાતની મને સરતચૂકજ થઇ ગઇ! રવિવારે સવારે તું કોણ જાણે કેમ મને મળવા આવ્યો નહિ! મળવા આવ્યો હોત તો મને યાદ આવત! મુંબઇ જઇને તો હું ધમાલમાં પડી ગયો. સ્ટીમરમાં બેઠા પછી, મને અચાનક યાદ આવ્યું. પછી તો થઇ ગયું તે થઈ ગયું ધારી, અહીં (આફ્રિકા) આવ્યા પછી કાગળ લખી ખુલાસો કરીશ એમ મન સાથે નક્કી કર્યું. હરરાય કાકા ગુસ્સે થયેલા કે? કે એ બુઢ્ઢાને ખબરજ ન પડી? શું થયું તે લખજે. મેં આજેજ તે સો રૂપિયા, તથા તેની પાસે ઉછીતા લીધેલા રૂપિયા મોકલી આપ્યા છે, ને તેને પણ ખુલાસાવાર કાગળ લખ્યો છે ને તેની માફી માગી છે..........

આગળ પત્ર વાંચવાની જરૂર રહી નહિ. ઘોટાળા પર પ્રકાશ પડતાં સૌ પોતપોતાની રીતે ચમકયાં. લક્ષ્મી બોલી ઊઠી:" એટલેજ હરરાય કાકાને ત્યાંથી તને રજા મળેલી, વસન્ત ! શું તારા પર તેને વહેમ આવેલો?'

" હા, મા "

" તને ખબર હતી, મોટા! "

' હા, મા. મેં તો તેજ વખતે હરરાય કાકાને સોગંદ-પૂર્વક કહેલું કે વસન્તને એવું કામ કરવાની કલ્પના પણ ન આવી શકે—મને વસન્તમાં પૂરેપૂરો વિશ્વાસ હતો—"

વસન્ત હવે રહી શકયો નહિ, "મોટાભાઇ, મારે ખરેખરી તમારી ક્ષમા માગવાની છે——"

"મારે ખરેખરી તમારી સૌની ક્ષમા માગવાની છે," એમ મોટેથી બૂમ પાડતા તેજ ક્ષણે હરરાયકાકા ઓરડામાં ધસી આવ્યા—ને આવતાંજ વસન્તને ભેટી પડયા. તેની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં. વિનયે ઊભા થઇ આરામ-ખુરસી પર તેમને બેસાડયા. સ્વસ્થ થતાં હરરાય બોલ્યા; "પેલા પાજી શાન્તિનો આજે કાગળ આવ્યો ત્યારેજ બધો ભેદ ભાંગ્યો! એજ હરામખોર નોટ ચોરી ગયેલો! મેં નકામો તને હેરાન કર્યો, વસન્ત! આ બુઢ્ઢા કાકાને તો તું ખાસડું મારે તો પણ તને પાપ ન લાગે—પણ ભલા વસન્ત, સોમવારે ઑફિસમાં આવી તેં છાતી ઠોકીને કહ્યું હોત, દીકરા, કે નોટ વિષે હું કશું જાણતો નથી, તો આ ઘોટાળો ન થાત! તારા મોં પરથી તુંજ અપરાધી છે એમ મેં ધારી લીધું. વારૂ તું કેમ કાંઇ બોલ્યો નહિ, ભલા!'

વસન્ત બોલ્યો, "પીડાજ ત્યાં છે, કાકા; મને કહેતાં શરમ આવે છે, ને માટેજ તો હું ભાઇની ક્ષમા માગી રહ્યો હતો. અમુક સંયોગો પરથી, તથા આપણા ત્રણ સિવાય ત્યાં બીજું કોઈ નહોતું એ ઉપરથી, મોટાભાઈએજ......

લક્ષ્મી સફાળી બેઠી થઇ ઉગ્ર સ્વરે બોલી ઊઠી:

'વસંત! ભાનમાં છે? વિનુ માટે........'

'માટેજ તો હું કહું છું, મા, કે હું પાપી છું!'

વિનય શાંતિથી બોલ્યો, "પણ મા, તું સમજી નહિ. વસન્તે જે કર્યું છે તે તારા પુત્ર સિવાય કોઇ કરી શકે નહિ. મારા પર આળ આવે, એ કલ્પના પણ અસહ્ય લાગવાથી,

પોતાના પર બધું ઓઢી લઈ, જે તિરસ્કાર ને લાંછના આપણા સર્વ તરફથી તેણે આટલો વખત સહન કર્યાં તેવો નીરવ આત્મભોગ વસુ સિવાય બીજું કોણ આપી શકે? પણ વસન્ત, ખરું કહેજે! મારે માટે તેં એવું શા માટે ધારી લીધું?"

"તમે રવિવારેજ બપોરે સોની નોટ માને નહોતી આપી, મોટાભાઈ!"

વિનય ખડખડાટ હસી પડયો, "અરે ગાંડા! એ તો મેં 'ક્રૉનિકલ'માં તખલ્લુસથી લખેલા લેખોનો પુરસ્કાર હતો! શનિવારે જ મેં ચેક વટાવી માને રવિવારે નોટ આપી! મને જરા પૂછ્યું હોત!"

"અરે બધો જ ઘોટાળો! કોણ કોને પૂછે ને કોણ કોની માફી માગે!" હરરાય બોલી ઊઠયા; "હરામખોર, પાજી શાન્તિ હમણાં અહિં આવી ચઢે તો......"

"તો તમે તરત તેને નોકરીમાં રાખી લેવાના, એમ મારી ખાત્રી છે," કાકા, પહેલી જ વાર આ બે ત્રણ માસ પછી મુક્ત હાસ્ય કરતાં વસન્ત બોલ્યો; "શું શાંતિ ક્ષમાપાત્ર અને પ્રમાણિક નથી?

હરરાય હસીને બોચી ખંજવાળવા લાગ્યા.

રમાએ ટહુકો કર્યો, "ત્યારે મીરાંવાળી વાત અટકી પડેલી, તે કાકા, આજ કારણે ને?"

"મેં અહીં આવતાં પહેલાંજ મુંબઈ તાર મુકાવી દીધો છે, કે અમારે સગપણ કબૂલ છે; તમારે કબૂલ હોય તો તારથી ખબર આપો! આ બુઢ્ઢો કાકો કાચો નથી, દીકરી રમા!"

"ત્યારે તો હુવે આજેજ પેંડા ખવડાવવા પડશે વસન્ત-ભાઇ," રમાએ ટહૂકો કર્યો. બરાબર તેજ ક્ષણે "આ પેંડા લ્યો, ટાટા, મારી વલસગાંઠ છે ને!" કરતો, ઠાકોરજીને ધરેલા પેંડાની રકાબી લઇ દોડતો સુધીર હરરાયકાકાના ખોળામાં ચઢી બેઠો— અને હરરાય કાકાએ ચુમીથી તેને નવડાવી દીધો.

અને સારુંય વાતાવરણ મુક્ત હાસ્ય વડે આનંદ–કલ્લોલ-થી ગૂંજી રહ્યું.!!



# પીપળા મહોલ્લો

રાતના આઠ વાગ્યા છે. શહેરના ઉદ્યોગી લત્તામાં હજુ અવરજવર ઘણી છે. પણ 'પીપળા મહોલ્લા'માં રાત્રિનું સામ્રાજ્ય શરૂ થઇ ગયું હોય એમ જણાય છે. તેનું કારણ ખાસ તો એ છે કે અહીં દુકાનો નથી—છે તે છૂટી છવાઇ છે. આખાય મહોલ્લામાં લોકોનાં વસવાટનાંજ માત્ર ઘરો છે. મહોલ્લાની લગભગ મધ્યમાં જુનો પીપળો છે. તે પરથીજ મહોલ્લાનું નામ 'પીપળા મહોલ્લો' પડ્યું હોય એમ જણાય છે.

મહોલ્લો વિશાળ છે. ઘરોની સીધી હારોને ભેદી ત્રણ ચાર ગલીઓ સામસામી પસાર થાય છે, અને શહેરના વિશાળ ધોરી માર્ગને તેમજ શહેર પાછળના રેલ્વે લાઇન પાસેના માર્ગને જોડી રહે છે.

ઘરો બધાં મધ્યમ વર્ગનાં માનવીઓનાં છે– સૌ સૌનાં કામોમાં સૌ મશગૂલ રહે છે. છતાં લાંબા વસવાટથી મહોલ્લાનાં લોકો એક બીજાથી સુપરિચિત છે, અને સર્વ કુટુંબો વચ્ચે ભાઇ-ચારો અને સહાનુભૂતિ પ્રવર્તે છે.

આવા એક ઘર તરફ પોતાની બૅન્કનું કામકાજ પતાવી, બજાર તરફ લટાર મારી કેશવલાલ ઘર તરફ જઇ રહ્યો છે. હાથમાં ઝોળી છે. ઝોળીમાં શાક ફળો વગેરે હોય એમ લાગે છે.

તેની ઉતાવળી ચાલ ઉપરથી–ભૂખ લાગી હોય તેથી, કે પછી ટેવને લીધે–ઘેર પહોંચી જવાને તે ઘણો આતુર હોય એમ જણાય છે.

જા, ભાઈ કેશવલાલ, જા ગરમાગરમ રસોઈ જમવાની તને ઉતાવળ હશે. તારી પ્રેમાળ પત્ની તારી રાહ જોઈ રહી હશે. તારાં છોકરાંઓ તારી ઝોળીમાં શું શું તું લાવ્યો છે તે જોવા આતુર હશે. તને લાગતું હશે કે બૅન્કના હિસાબોની માથાકૂટ અને કડાકૂટ ભૂલી મારાં બાળબચ્ચાં સાથે વાર્તા વિનોદથી મારો દિવસનો શ્રમ દૂર થઈ જશે— પણ ભાઈ મારા, તું જાણતો નથી કે એ ઘેર તારે હવે પહોંચવાનું નથી–ભૂલી જા, ભાઈ, આ જગતની આળપંપાળ, માયા મમતા ભૂલી જા, ભાઈ, ને તારા ઇષ્ટદેવનું સ્મરણ કરવા માંડ.

અને છતાં કેશવલાલ ઘેર પહોંચ્યો—પણ પહોંચ્યો એટલું જ. બારણું અંદરથી બંધ હતું. તેણે સાંકળ ખખડાવી–'કોણ?' રોજનો પ્રશ્ન અંદરથી રણક્યો. પણ "એ તો હું"–એ હંમેશનો ઉત્તર કેશવલાલના ગળાંમાંથી નીકળે, તે પહેલાં બે મજબૂત રાઠોડી હાથોએ પાછળથી તેનું ગળું દાબી દીધું, ને ડોકને જબરજસ્ત આંચકો માર્યો—એક પણ હુંકાર કે નિઃશ્વાસ સિવાય, બૅન્કનાં હિસાબ ગણનાર કેશવલાલ પ્રભુના દરબારમાં પોતાનો હિસાબ રજુ કરવા રવાના થઈ ગયા. અને પછી? બારણું ઉઘાડવા આવનાર પત્નીની હૃદય ભેદક ચીસ, છોકરાંઓની ચીસા ચીસ, બારણાઓનું ફટાફટ ઊઘડવું, લોકોની દોડધામ, ને ટોળાંનું જમા થવું!! 'ખૂન! ખૂન!' 'મારો,' 'પકડો' 'દોડો' 'કોણ? ક્યાં? ક્યાંથી? 'ક્યારે, અલ્યા શું?' આ બધી ધમાલ. પોલિસ આવી પહોંચી. તેમણે દોડાદોડ કરી

મૂકી. વ્હીસલ પર વ્હીસલ છૂટી–પણ કેશવલાલનો પ્રાણ જેમ અલોપ થઈ ગયો, તેમ ખૂની પણ અલોપ થઇ ગયો લાગ્યો.

પોલિસે લાસ ઘરમાં લીધી. નોંધો કરી. પછી 'પોસ્ટ મૉર્ટમ'ને એ બધી ક્રિયાઓ.

'ડોક મરડવાથી નીપજેલું મૃત્યુ'–જ્યુરીનો અભિપ્રાય. તેને અંતે કેશવલાલને અગ્નિદાહ. ખૂન સંબંધી પોલિસ તપાસ કરવા લાગી. કેશવલાલ સાદો, સીધો, ભલો માણસ હતો. કોઇ સાથે તેને વેર ઝેર સંભવેજ નહિ. કોઇ સાથે તેને તકરાર નહોતી. કોઈ તેનો દુશ્મન નહોતો.

તો પછી એનું ખૂન શા કારણે થયું ? ખૂની કોણ ? શું ઝોળીના લચી પડતા ભારે કોઈ ખૂનીને આકર્ષ્યો ? કે કોઇ તેનો છાનો દુશ્મન હતો ? ખૂની કોણ હશે ? તેનો આશય શો હશે ? આ બધા પ્રશ્નો લોકોએ એકબીજાને પૂછયા–પોલિસે લોકોને પૂછયા, ડિટેક્ટિવોએ પોલિસને તથા એકબીજાને પૂછયા, પણ સખ્ત પ્રયાસ પછી કશાનો ઉકેલ આવ્યો નહિ.

પંદર દિવસ પછી. એજ મ્હોલ્લો. લગભગ એજ વખત.

સોળ સત્તર વર્ષની વિમળાનો પિતા બહારગામ ગયો છે. પોતાના નાના બે ભાઇઓ અને માતા સાથે તે રહે છે. માતાને બપોરથી તાવ આવ્યો છે. વિમળા પોતાના જાણીતા ડૉકટરને પોતાને ઘેર આવી જવાનું કહી આવી છે. ડૉકટર હજુ આવ્યા નથી. વિમળા તેની પ્રતિપળ રાહ જોઇ રહી છે.

બારણે ટકોરો. જરૂર ડાકટર આવી પહોંચ્યા. માને સાવધ કરી, તોફાન કરતા ભાઇઓને ચૂપ રહેવાનું કહી, વિમળા બારણું ઊઘાડવા દોડી અને બારણું ઉઘાડયું.

બસ–કેશવલાલ જેવી જ તેની દશા. ગળાંનો કાકડો ભીંસાયો, ડોક મરડી નાખવામાં આવી. ધબાક દઇને ફૂટપાથ પર વિમળાનું પટકાવું–અવાજથી સામેના ઘરની બારી ઊઘડવી–પાછી ચીસ, બૂમરાણ, દોડાદોડ, ધાંધલ, ધમાલ, 'દોડો,' 'પકડો,' 'પોલિસ,' 'ખૂન,' વગેરે–પોલિસની દોડધામ, ટૉર્ચ, વ્હીસલ, હોંકારા દેકારા–પરિણામ શૂન્ય. પાછી 'પોસ્ટ મોર્ટમ'–'ડોક મરડાવાથી નીપજેલું મૃત્યુ,' એવો જ્યુરીનો અભિપ્રાય. અન્ત–ક્રિયા.

પણ ઉપરા ઉપરી એકજ મહોલ્લામાં બે નિર્દોષ ખૂન થયાથી હાહાકાર મચી રહ્યો છે. ખૂની આજ મહોલ્લામાં રહેતો હશે? આગલી પાછલી ગલીઓમાંથી આવતો હશે! કોઈ સ્થળે છુપાઇ રહેતો હશે? એકલો જ હશે કે કોઇ સાથી પણ હશે? આ બધા પ્રશ્નો અનુત્તરિત જ રહ્યા. કેટલાકનું ધ્યાન પીપળા તરફ ખેંચાયું. પીપળા ઉપર જ ભૂતનો વાસ ખરોને! શું ભૂત તો નહોય?

પોલિસે જાપ્તો વધાર્યો. દરેક ગલીને નાકે પોલિસ મૂકી દીધા. જમાદારને મહોલ્લાના સરિયામ રસ્તા ઉપર 'રોન' ભરવા હુકમ થયો. પોલિસ ઇન્સ્પેકટર રસ્તા, ગલીઓ, નાકાંઓપર, ઘૂમવા લાગ્યો.

માત્રપાંચ જ દિવસ ગયા.

વીરો પહેલવાન ગણાય છે. તે શારીરિક શિક્ષણના વર્ગો ચલાવે છે. શરીર મજબૂત છે. સ્નાયુઓ વિકાસ પામેલા, દૃઢ, લોખંડ જેવા છે. તેનામાં ભયનું નામ નિશાન નથી. થયેલાં

ખૂનોની વાત એ જાણે છે, પણ તેથી તેનું રૂવાંડુંએ ફરકયુ નથી. ખૂનીના ખંજરવાળા હાથને મચક આપીને તોડી નાખવા જેટલી તેનામાં તાકાત છે.

ઘણીવાર તે શિક્ષણ પ્રયોગોના જલસા કરે છે. આજેજ એવો એક જલસો હતો. તેને ઇનામો મળ્યાં છે—જલસાની ફતેહના આનંદની ધૂનમાં તે પોતાના ઘર તરફ જઇ રહ્યો છે. ઘરમાં કોઇ નથી; પોતે એકલો જ રહે છે.

મહોલ્લાના રસ્તા પર તે પહોંચ્યો કે તરત જ તેના પર ઇન્સપેકટરની ટૉર્ચનો પ્રકાશ પડે છે. ઇન્સપેકટર વીરાને સારી રીતે ઓળખે છે—સાહેબ સલામ કરી વીરો પસાર થાય છે. ગલીનું નાકું વટાવતાં જમાદાર મળે છે. 'જયજય'ની આપલે થાય છે. જમાદાર પાછો ફરી ગલીમાં 'રોન' શરૂ કરે છે. ત્રણેક મિનિટમાં વીરો ઘરનાં બારણાં પાસે આવી પહોંચે છે. તાળામાં કૂંચી ભરાવી તાળું ખોલી, આગળો ઉઘાડી, બારણું ખોલે ન ખોલે તેટલામાં જ જબરજસ્ત હાથો તેનાં ગળાં ફરતી ભીંસ લગાવે છે. ભયંકર ચીસ પાડી વીરો જમીન પર પટકાય છે.

ચીસ સાંભળતાં જ ધડાધડ બારણાં ઉઘડે છે—ચીસ પડવાનો આ પહેલો જ પ્રસંગ છે—લોકોની કિકિયારી ને ગોકીરાથી પળવારમાં વાતાવરણ ભયંકર બની જાય છે. 'પકડો' 'પકડો' 'મારો'—કરતાં લોકો દોડધામ કરી મૂકે છે. પોલિસની 'વ્હીસલોનો તીણો અવાજ લોકોનાં કાળજામાં થરથરાટ ઉત્પન્ન કરે છે. જમાદાર, પોલિસ, ચોકીદારો દોડતા આવી વીરાને ઘેરી વળે છે. વિશાળ ફલાંગો ભરતો ઇન્સપેકટર આવી પહોંચે છે—'વીરા ! વીરા !'—વીરાનો પ્રાણ નીકળી જવાની તૈયારીમાં છે—મૃત્યુની

છેલ્લી ક્ષણ પહેલાં તેની ફાટી આંખો કિંચિત ઊઘડે છે—બે-બાકળી ભયગ્રસ્ત. 'ધો...ઓ...ઓ....ળા...હા...થ....'બોલતાં તેની જીભ લબડી પડે છે.—વીરો પ્રાણહીન થઇ ધરણી પર ઢળી પડે છે.

'નાકાં ઘેરીવળો, ગલીઓમાં દોડી વળો—કોઇપણ શકદાર વ્યકિત જણાય તો પકડો, હોશિયાર !' શ્વાસભેર સિપાઇઓને ઝપાટાભેર હૂકમ આપતો ઇન્સપેકટર જમાદારને કહે છેઃ 'જમાદાર ઘરમાં ઘૂસો—હોશિયાર !' બે હાથમાં રિવોલ્વર પકડી લાતવડે બારણું ઊઘાડી નાખી ઇન્સપેકટર ઘરમાં ઘૂસે છે. લોકો ઘરને ઘેરી વળે છે. પોલિસની ટૉર્ચનો પ્રકાશ ઘરને ખૂણે ખૂણે ફરી વળે છે. લોકો દોડધામ કરી મૂકે છે; આખા મહોલ્લામાં ધમાચકડી મચી રહે છે—પણ પરિણામ શૂન્ય—ખૂનીનો કયાંય પત્તો મળતો નથી.

એકજ મહોલ્લામાં એકજ માસમાં ત્રણ ત્રણ ખૂન ! પોલિસ—કચેરીમાં ધમાલ મચી રહી. છાપાઓમાં પોલિસની નાલાયકી વિષે સખ્તમાં સખ્ત ટીકાઓ થવા લાગી. ઇન્સપેકટર ધુંવાકુંઆ થવા લાગ્યો. જમાદાર તથા પોલિસ તરફ ઘૂરકવા લાગ્યો. મહોલ્લાના લોકો ભયગ્રસ્ત બની ગયા. મૃત્યુ પામતી વખતે 'ધોળા હાથ' એટલું જ વીરો બોલ્યો હતો. પોલિસ પાસે માત્ર આટલીજ ગુના—ચાવી હતી. આશ્ચર્યકારક બીના તો એ હતી કે જમાદાર નાકાં સુધી માત્ર બે ત્રણ મિનિટ પહેલાંજ આવી ગયેલો. તેણે કોઇ માણસને આવતો જોયેલો નહિ. વીરા સાથે 'જયજય' થયા પછી તે ગલીમાં 'રોન' માટે ગયો. અર્ધી ગલી વટાવી, ત્યાં તેણે ચીસ સાંભળી. ચીસ સાંભળતાંજ તે દોડેલો. તે

વખતે ફટાફટ બારી બારણુંઓ ઊઘડતાં તેણે જોયાં. પણ સરિયામ રસ્તો સદંતર ખાલી હતો. એટલા સમયમાં ખૂની કયાં અદૃશ્ય થઇ ગયો ?

લોકો પીપળા તરફ મીટ માંડવા માંડયા. ભૂતનો રંગ સફેદ હોઈ શકે ખરો—ધોળા હાથ તેના હોઈ શકે ખરા. પણ પણ આ પીપળો તો પચાસ વર્ષથી અહીં છે ! પચાસ વર્ષમાં ભૂતની વાત કદી કોઈએ સાંભળેલી નહિ. તો આજે ભૂતની હસ્તી કયાંથી સંભવે ?

કોયડો અણુ–ઉકેલ રહ્યો. છાપાનાં પ્રતિનિધિઓ મહોલ્લાની તેમજ પોલિસ કચેરીની વારંવાર મુલાકાત લેવા લાગ્યા તથા સનસનાટીભર્યા હેવાલોથી છાપાંઓનાં પાનાંના પાનાં ભરવા લાગ્યાં.

એ છાપાના બાતમીદારોમાં એક શિવલાલ નામે યુવાન હતો. તેણે આ કિસ્સાઓમાં ઘણો રસ લેવા માંડયો. જ્યાં જ્યાં ખૂનો થયેલાં ત્યાં ત્યાં એ ઘૂમી વળ્યો. આજુબાજુનાં ઘરોનાં માણસો સાથે વાતો કરી. પોલિસ કચેરીમાં તેને રોજનાં કામકાજને લીધે ઠીક ઠીક ઓળખાણ હતી; તેથી ત્યાં પણ તેણે ખૂબ વાતો ચર્ચી. ઇન્સ્પેકટર સાથે ગુના સંબંધે અનેક ચર્ચાઓ કરી—પણ તેનુંયે પરિણામ શૂન્ય.

વીરા પહેલવાનનાં ખૂન પછી લોકોનાં મનમાં ઘણો ભય પેઠો. તેમની તકેદારી પણ વધી. આઠ વાગ્યા પહેલાં સૌ ઘરની અન્દર ભરાઇ જવા લાગ્યાં. પોલિસનો જાપ્તો વધુ કડક બન્યો. અંધકાર થતાંજ ઇન્સ્પેકટર ચારે બાજુ ઘૂમવા લાગ્યો. જમાદારોની સંખ્યા વધી. છૂપી પોલિસનાં માણસો

ગોઠવાયાં. કોઈપણ શકદાર માનવી—સ્ત્રી કે પુરુષ—આઠ વાગ્યા પછી કોઈપણ ગલી કે સરિયામ રસ્તાનું નાકું વટાવી દાખલ થાય તો પોતાની સમક્ષ તેને લાવી પોતાની પરવાનગી સિવાય તેને આગળ વધવા દેવો નહિ એવો ઈન્સ્પેકટર તરફથી કડકમાં કડક હુકમ અપાયો.

ખૂનીને માટે આમ મુશ્કેલમાં મુશ્કેલ પરિસ્થિતિ ઊભી કરી દેવામાં આવી.

અઠવાડિયું પસાર થયું.

રાતના દશ વાગ્યા છે. આખો મહોલ્લો સુમસામ છે, હવે રાત્રે ઘેર મોડા આવવાની કોઇ હિંમત કરતું નથી. તેથી અવરજવર શૂન્ય જેવીજ છે. રસ્તાને છેડે ઇન્સ્પેકટર, ગલીઓમાં પોલિસ, રોન ફરતો જમાદાર, આ સિવાય રડ્યું ખડ્યું માનવીજ હરતું ફરતું દેખાય છે.

હા. એક માત્ર શિવલાલ સિવાય. એ સાહસિક ખબરપત્રી છે. વળી કાંઇક લાગણીવશ છે. એ મહોલ્લામાં તેનાં એક બે સગાં ખરાંને, એટલે સહેજ ચિન્તા પણ ખરી—સહેજ કુતુહલ પણ.

રાતના સવાદશ. શિવલાલ ઇન્પેકટર પાસે આવી ઊભો રહે છે. આમતેમ વાતચીત થાય છે—ખૂનો સંબંધી પણ ખરીસ્તો.

વાતચીત દરમ્યાન પણ ઈન્સ્પેકટરની તીક્ષ્ણ આંખો ચારે ચારે બાજુ ફર્યા કરે છે કોઈ હીલચાલ તેની નજર બહાર નથી.

પવનનો સપાટો. પીપળાનું ઝાડ હાલી ઊઠે છે. પાંદડાંઓનો ખરખર—ખડખડાટ—અવાજ, ભૂતોનાં મુક્ત, ભયાનક હાસ્ય સમો

સંભળાય છે. બન્નેનું ધ્યાન તે તરફ જાય છે. શિવલાલ કમ્પી ઊઠે છે. ઇન્સ્પેકટરની રૂદ્ર આંખો પીપળા પર સ્થિર થાય છે. રિવોલ્વર પર હાથ જાય છે. એકાએક શિવલાલને છોડી ઇન્સ્પેકટર પીપળા તરફ દોડે છે.

શિવલાલને હજુ ઑફીસ જતાં વાર છે. રાત્રે એક વાગ્યા સુધી તેનું વર્તમાનપત્ર ખબરો લે છે. હજુ બે અઢી કલાક છે. જરા દૂર, ખૂણા પર ઉપાહારગૃહ છે. ત્યાં જઇને તે ચાનો 'ઑર્ડર' આપે છે.

ભયાનક ચીસ. શિવલાલ સફાળો ઊભો થઇ બહાર ધસે છે.

વસ્તો હજામ આઠેક દિવસ પર બહારગામ ગયેલો. હમણાંજ ગાડી ઉપરથી ઊતરી તે ઘેર જઇ રહ્યો હતો. પાછળની ગલીઓમાંથી આવવા કરતાં સરિયામ રસ્તા પરથી આવવું તેને વધારે યોગ્ય લાગેલું. અલબત્ત તેમ કરતાં વચમાં પીપળો આવતો હતો—પણ એ પીપળા આગળથી તો સેંકડો વાર એ પસાર થઇ ગયેલો—અને છતાં એ પીપળા આગળજ, તેનાં થડ આગળ જ, કાકડો ભીસાતાં, ડોકી મરડાઇ જતાં, નિષ્પ્રાણ થઇને તે અત્યારે પડયો છે.

ચીસ સંભળાતાં જ પાછાં બારીઓ ને બારણાં ધડાધડ ઊઘડયાં. ભયંકર ફલાંગો ભરતો ઇન્સ્પેકટર અને સામેના માર્ગથી જમાદાર એકી સાથે તે નિષ્પ્રાણ ચેતનહીન વસ્તાના દેહ પાસે આવી પહોંચ્યા. વ્હીસલો ઉપર વ્હીસલ, દોડધામ, શોરબકોર થઇ રહ્યો. ચારે દિશાઓમાં, ગલીઓમાં, માર્ગપર સિપાઇઓએ દોડધામ કરી મૂકી. ખૂણેખાંચરે પોલિસ તથા

લોકો ફરી વળ્યા. પણ આ ચોથી વખત પણ હત્યારો ખૂની આબાદ છટકી ગયો.

શિવલાલ કમકમી ઊઠયો. હવે તેને વર્તમાનપત્રમાં ખબર આપવાની પણ હોંસ રહી નહિ. એની એ વાત! રાત્રિનો અંધકાર, કોઇ વ્યકિતનું આવવું, ખૂનીએ તેનું ગળું દબાવવું, વ્યકિતનું મરણ શરણ થવું, પોલિસની દોડધામ, ખૂનીની શોધખોળ; અન્તે નિરાશા; પરિણામ શૂન્ય—આવી ખબર આપવા, હવે તેનું દિલ નહોતું. તેને તો કાંઇક પોલિસની 'થિયરી,' કોઇક ગુના–ચાવી, પોતાની કોઇ કલ્પના, આપવી હતી. કોઇ રોમાંચક, અસાધારણ, અકલ્પ્ય એવી માહિતી આપવી હતી· સામાન્ય ખબર આપવામાં તેને રસ રહ્યો નહોતો.

તે શબ પાસે વધારે સમય રોકાયો નહિ. ઉપાહારગૃહની ચા તેને યાદ આવી. છોકરાને તેણે 'ઓર્ડર' આપેલો ચા ટેબલ પર આવેલી પણ ખરી. પણ તે પીધેલી નહિ. There is many a slip between the cup and the lip—એ અંગ્રેજી કહેવત એની બાબતમાં અક્ષરશઃ ખરી પડેલી. માત્ર 'Many a slip' નહિ. પણ એક ભયંકર મૃત્યુ 'કપ' અને 'લીપ'ની વચ્ચે અંતરાય બનેલું.

એ પાછો ઉપાહાર–ગૃહમાં આવ્યો. ફરીવાર ચાનો 'ઑર્ડર' આપ્યો.

ઉપાહાર ગૃહમાં શાન્તિ હતી. માલિક વડા નોકરને હોટેલનું કામ સોંપી ઘેર ગયો હતો. ત્રણ ચાર હોટેલ બૉય અને એકાદ મજૂર જેવા જણાતા મનુષ્ય સિવાય હોટેલમાં બીજું ઘરાક નહોતું.

ચા આવી. શિવલાલે ચા પીધી ને સિગારેટ કાઢી લહેરથી સિગારેટમાં પોતાનું મન પરોવ્યું, સિગારેટના ઉચ્ચગામી ધુમ્રગોટ સાથે તેની કલ્પના પણ ઉર્ધ્વગામી બનવા લાગી.

ઉપરા ઉપરી થયેલાં ખૂનો વચ્ચે કોઈ સંકલના છે ખરી? કોઈપણ ખૂનમાં ખૂનનો આશય જણાતોજ નહોતો. ખૂનને ખાતર ખૂન કોઇ કરે ખરું? અને ધારો કે કરે તો આટલા પોલિસ જાપ્તા છતાં ખૂની છટકી જવા પામે ખરો? આ આખીય ઘટના આશ્ચર્યભરી હતી. ખૂનનો આશય હોય, તો ખૂની પકડાય. આશય વિનાનાં ખૂનની પરંપરા, અને ખૂનીનો બીલકુલ પત્તોજ નહિ, એ કેમ બન્યું?

અને પેલું પીપળાનું ઝાડ? ભૂતની વાતો તેણે ઘણી સાંભળી હતી, પણ નજરે ભૂત કદી જોયું નહોતું. ખરેખર પીપળાના ઝાડને આ ખૂનો સાથે કાંઇ સંબંધ હશે ખરો?

એકાએક તેને એક વાત સ્ફુરી આવી. કલાક પહેલાંજ ઇન્સ્પેકટર સાથે તે વાત કરતો હતો. તે વખતે પીપળાનાં પાનનો ખડખડાટ અવાજ સંભળાયેલો. તે વખતે તેને લાગેલું કે જાણે સામટાં ભૂતો હસી રહ્યાં છે. ઇન્સ્પેકટરે પણ તે તરફ સ્થિર દૃષ્ટિ કરી જોયેલું. હવે તેને યાદ આવ્યું—તે વખતે તેનું બારીક ધ્યાન ગયેલું નહિ—કે ઇન્સ્પેકટરની આંખમાં એ અવાજથી ભિન્ન પ્રકારની ચમક આવેલી. પીપળાનો અવાજ સાંભળતાંજ ઇન્સ્પેકટર તે તરફ દોડેલો—તેને જરૂર કાંઇક શંકા, કાંઇક આગાહી થઇ હોવી જોઇએ. ઇન્સ્પેકટર, કોઇ ભૂતજ ખૂની છે, એમ માનતો હશે? ભૂત ખૂન કરી શકે? તેને શરીર તો

હોતું નથી— અથવા હોઇ પણ શકે—અને ધોળા હાથ ? ભૂત સિવાય કોના હોઇ શકે !

શિવલાલની વિચાર પરંપરા અહીં અટકી. પીપળાને ને ને ખૂનોને કાંઈક સંબંધ છે એવી કોઇ અગમ્ય લાગણી તેને થવા લાગી.

તેણે ઘડિયાળ તરફ જોયું. બાર વાગવા આવ્યા છે. હવે ઑફીસ તરફ જવું જોઇએ. પત્રને માટે સનસનાટીભર્યા કોઇ સમાચાર પોતે પ્રાપ્ત કરી શકયો નહિ એનો તેને ઉદ્વેગ થવા લાગ્યો.

તેણે 'બૉય'ને બૂમ મારી. 'બૉય, એક પાઉં માખણ લાવ !' બૉયે 'ઑર્ડર' સાંભળ્યો કે નહિ તે જણાયું નહિ. જરા વાંકા થઇ તેણે જોયું તો અંદર કબાટ ખોલી હોટલના છોકરાઓ પાઉં માખણની મિજલસ ઉડાવી રહ્યા હતા. તેણે ફરી ઑર્ડર આપ્યો. 'પાઉં માખણ ખલાસ, સાહેબ !'

એક છોકરો મોં લૂછતો બહાર આવ્યો.

ઓત્તારી ! ખલાસ જ થાયને ! છોકરાઓએ જ પુરા કર્યાં હોય, પછી બાકી હોય કયાંથી ?

'ભલે,' કહી કાંઇક આવેશમાં, કાંઈક નિરાશામાં તે ઊભો થઇ, પૈસા ચૂકવી બહાર નીકળ્યો.

'પાઉં માખણ ખલાસ !' વાહ, આ પણ ઠીક. પેલા શામળ ભટ્ટે કે કયા કવિએ ગાયું છે, – કે 'વાડ થઈને ચીભડાં

ગળે !' વાહ કવિ ? તને શો અનુભવ થયો કે તેં આ પંક્તિ રચી ?

એકાએક શિવલાલના માથામાં ઝાટકો લાગ્યો હોય એમ તે અટકી ગયો. તેના પગ સ્થિર થઇ ગયા. પીપળા તરફ તેની દૃષ્ટિ સ્થિર થઇ. તેનું હૃદય–ધબકતું હૃદય–બંધ થઇ જતું હોય એમ તેને લાગ્યું. તેના માથાની શિરાઓ ઉશ્કેરાટથી ફૂલી આવી જાણે બહાર પડી જવા લાગી ! તેના હૃદયમાં પ્રકાશ, ભયંકર વીજળી સમો, ક્ષણમાં પથરાઇ ગયો.

તે શાંત થઇ ગયો, પીપળા તરફ તેણે દૃઢ પગલાં વાળ્યાં.

વસ્તાનાં શબને લઇ જવામાં આવ્યું હતું. પ્રારંભિક રિપોર્ટ વગેરે થઇ ગયું હતું.

ઇન્સ્પેકટરની 'ડયૂટી' ખલાસ થઇ હતી. ઇન્સ્પેકટરે શિવલાલને જોઇ બૂમ મારી: "ઓહો ? તમે હજુ અહીં જ છો શું ? ચાલો પત્રની આફિસે જતા હો તો ! આજ તો તમારાં પત્રને પાછો ખોરાક મળશે !"

"ઇન્સ્પેકટર સાહેબ, પત્રને માટે હજુ વધારે સનસનાટીભર્યા સમાચાર મારે આપવા છે !"

"આ ખૂન સંબંધી ?"

"અને ખૂની સંબંધી પણ,"

એકાએક ઇન્સ્પેટર અટકયો.

શિવલાલનો હાથ પકડી તે બોલી ઊઠયો. "ખૂની સંબંધી ? પત્તો લાગે એમ જણાય છે ? કાંઇ ગુનાચાવી મળી છે શું ?"

"ચાલતાં ચાલતાં વાતો કરીએ," શિવલાલ બોલ્યો.

ચાલતાં ચાલતાં તેઓ રેલ્વે ફાટક પાસે આવ્યા. ગૂડઝ ટ્રેઇન આવતી હતી. ફાટકવાળાના બન્ને ઓળખીતા હતા. ફાટકનાં બારણાં પાસે આવી બન્ને ઊભા રહ્યા.

ઇન્સ્પેકટરે ફરીથી શિવલાલને પ્રશ્ન પૂછયો—"ખૂની સંબંધી કાંઇ અટકળ બાંધી શકો છો, શું?" શિવલાલે જવાબ આપ્યો, 'એક કડી બાકી છે. ખૂનીનો પત્તો મળશે—મળી ગયો એમ સમજો. વારૂ ભલા, હોટેલના છોકરાઓ પાઉં માખણ ઊડાવી જાય, અને ઘરાકને ના કહે એ યોગ્ય કહેવાય?"

ઈન્સ્પેકટર બાઘાની માફક શિવલાલ તરફ જોઇ રહ્યો. "શિવલાલ, ભાંગ કેટલી પીધી છે?"

"અને તેથી જ ખરે શામળભટ્ટની પંક્તિઓ હવે મને બરાબર સમજાય છે."

"કઇ પંક્તિઓ!"

"વાડ થઇને ચીભડાં ગળે" એકાએક શિવલાલે ઇન્સ્પેકટરનો હાથ પકડી, તેના મોં સામે જોઇ, તેની નજરમાં નજર પરોવી, પૂછયું:

"વારૂ ઈન્સ્પેકટર સાહેબ, એતો કહો, કે આ ચારે ખૂન કરવામાં તમારો આશય શો હતો?

ઇન્સ્પેકટર સડક થઇ ગયો. ઘડીભર તો પથ્થરની માફક સ્તબ્ધ બની તે ઊભો થઇ રહ્યો. પણ પછી તરતજ તે ખડખડાટ હસી પડયો. શિવલાલે ચમકી તેના સામું જોયું. હાફકોટનાં ગજવામાંથી ઈન્સ્પેકટરે સફેદ હાથમોજાં કાઢી પહેર્યાં. પછી નરમ અવાજે તે બોલ્યો, "ડૉકટર જેકિલ અને મી. હાઇડની

વાત તમે સાંભળી છે ને, શિવલાલ! હું શાન્ત પરગજુ માણસ છું. કોઈનું બુરું કરવા કદી ઈચ્છા કરતો નથી. પણ કોણ જાણે કેમ—"

"પીપળાને જોતાંજ——"

"હા! શિવલાલ, પીપળાનો ખડખડાટ અવાજ સાંભળતાંજ કોણ જાણે કેમ મારું હૃદય પલટાઈ જાય છે—હું મી. હાઈડ બની જાઉં છું. મારી બુદ્ધિપરથી મારો કાબુ જતો રહે છે. હું શું કરું છું, તેનો મને ખ્યાલ પણ રહેતો નથી. મારું મન કલુષિત બની જાય છે, ઈચ્છા વિરુદ્ધ, જાણે બળજબરીથી મારો હાથ સળવળે છે; હું તરત જ આ ધોળાં હાથમોજાં પહેરી લઉં છું, અને...અને....મારા શિકારનો અન્ત હું આણું છું, આ...આ પ્રમાણે...." કહેતાં વીજળીની ત્વરાથી તેણે શિવલાલનાં ગળાંની આસપાસ પોતાના હાથ ભીંસ્યા—કાકડો દાબી નાખ્યો ને ડોકને ઝાટકો માર્યો,

ક્ષણમાત્રમાં શિવલાલ જમીન પર નિષ્પ્રાણ થઈ પટકાઈ પડ્યો.

ફાટકવાળો "હાં હાં!" કરતો દોડે એટલામાં ઇન્સ્પેક્ટરે રેલ્વે લાઈન તરફ દોટ મૂકી. તેજ ક્ષણે ગુડ્ઝ ટ્રેઈન ત્યાંથી પસાર થઈ. એન્જિનના બફરના ભયંકર ધક્કાથી ઇન્સ્પેક્ટર ઊછળ્યો, ને તુમુલ વેગથી પૃથ્વી પર પડતાં તેની ખોપરી ફાટી ગઈ!

શિવલાલનાં પત્રને સનસનાટીભર્યા સમાચાર મળી ગયા. અને પીપળા મહોલ્લાનાં ખૂનોમાં એકાએક પૂર્ણ વિરામ આવ્યું.



# અજાણ્યો મુસાફર

ગાડી ઊપડવાને પાંચેક મિનિટનીજ વાર હતી; મારા 'કમ્પાર્ટમેન્ટ'માં કેટલાક મુલતાનીઓ છોકરાં છૈયાં સાથે ઘૂસી આવ્યા અને કલબલાટ કરી મૂકયો. વળી તેમના સામાનથી પણ તોબા! મારી પાસે સામાન બહુ હતો નહિ; તેથી ઝપાટાબંધ મારી સૂટકેસ, ભૂરો ઓવરકોટ તથા નાની હૅન્ડબૅગ લઈ, બારણું ખોલી, પાસેનાજ સેકન્ડ કલાસનાં ખાનામાં હું ઘૂસી ગયો.

અંદર પેસતાં મેં જોયું તો અંદર માત્ર એક પારસી બાઇજ બેઠેલી હતી.

મને જોઈ એને કાંઇક કચવાટ કે ગભરાટ થયો હોય એમ મને લાગ્યું. બારી પાસે પ્લૅટફૉર્મ પર ઊભેલા તેના પતિથી તે કચવાટ છૂપો ન રહ્યો; તેણે પણ મને જરાક ઘારીને જોયો; પણ પછી તરતજ ધીમા, પણ હું સાંભળી શકું તેવા, અવાજે તે બોલ્યોઃ

"શિરીન ડિયર, ડોન્ટ વરી. આતો કોઈ સારા માનસ છે. આ એ નથી ને લાનોલી કયાં આઘું છે જે!"

શિરીનના મોં પર શાન્તિ પ્રસરી. તેનો પતિ જેલ સુપરિન્ટેન્ડન્ટ હતો. તે પાછો બોલ્યોઃ

"અરે ચાલ! ગાડી પણ ઉપડેછ! આય સિગનલ પડિયો! વારુ ત્યારે સાહેબજી, કાગળ લખી દે જે હાં!"

એટલામાં 'વ્હીસલ' થઇ ને ગાડી ઉપડી–બરોબર તેજ ક્ષણે દોડતો ધસમસતો–પૉર્ટર વગેરેનાં બૂમરાણને નહિ ગણકારતો કોઇ વિચિત્ર મુસાફર ચાલતી આગગાડીએ બારણું ખોલી ઝપાટાબંધ દાખલ થઇ ગયો.

ગાટી પ્લૅટફૉર્મ છોડી ઝપાટાબંધ આગળ ધપવા લાગી.

પેલા મુસાફરે પોતાની સૂટકેસ મારી બેઠકની ઉપરની 'રૅક' પર મૂકી દીધી, અને શ્વાસ ખાતાં મારી સામેના બર્થ પર પેલી પારસી બાઈ બેઠી હતી તે બર્થ પર બીજે છેડે બારી આગળ તે બેઠો. પછી શાન્તિથી એણે અમારા બન્ને પર નજર ફેરવી, સિગારેટ સળગાવી, અને ખાનામાં ઉપર નીચે એક સમગ્ર દૃષ્ટિ નાખી ગાડી બહારનાં દૃશ્ય જોવામાં તે લીન થઇ ગયો.

અંધકાર ભરી રાત્રિમાં ગાડી આગળને આગળ ધપવા લાગી.

આમ તો તે માણસ જેવો માણસ હતો. પણ તેની આંખો કાંઈક ભેદભરી હતી. જે રીતે તેણે અમારી સામે જોયું, જે રીતે તેણે ગાડીને ખૂણેખૂણે દષ્ટિસંપાત કર્યો તે ઉપરથી આ માણસમાં કાંઇક વિચિત્રતા–કાંઇક અસાધારણતા છે, એટલું તો મને પણ લાગ્યું.

પણ શિરીન ઘણી ગભરાઈ હોય એમ લાગ્યું. તેની નજર વારંવાર તેના તરફ જતી, અને પાછી મારા પર ઠરતી. થોડીવાર તેની આ નેત્રક્રિયા હું જોઈ રહ્યો, પણ પછી શાંતિથી

મેં મારૂં ધ્યાન વર્તમાનપત્રમાં પરોવ્યું. થોડીક ક્ષણ વીત્યા બાદ શિરીન બોલી:

"પણ એ આજ ગાડીમાં છે એ તમે જાણો છો?",

હું મનોવ્યાપારદૃષ્ટા (Mind-reader) નહિ હોવાથી કાંઇક કુતૂહળથી મેં પૂછયું:

"એ એટલે કોણ?"

"કેમ! વાઘજી બહારવટિયો!"

"ઓહો! વાઘજી! તે આ ગાડીમાં છે એમ તમે શા પરથી જાણ્યું?"

"જી, ધનજીશા (એમના પતિ) એ મને હવડેજ કહ્યું! એ પણ જેલ સુપરિન્ટેન્ડન્ટ છે, જી. તેમણે મને હવડેજ કહ્યું: શિરીન ડિયર, ગભરાતી નહિ, પણ ધાડપાડુ વાઘજી અહીં માટુંગામાંજ છુપાયેલો. છૂપી પોલિસે હમણાં તેને લાનોલીની ટિકિટ લેતો બારી પર જોયો. પણ તેમનાથી કાંઇ થઇ શકે તે પહેલાં તો તે કોણ જાણે કયા લોકલના પ્લેટફૉર્મ પર કયાંય બીજે ગૂમ થઇ ગયો! પણ લાનોલીની ટીકીટ લીધેલી છે, એટલે (જરા અવાજ ધીમો કરી તેણે કહ્યું) જરૂર આ ગાડી ઉપડતાં તે ગમે ત્યાં ચઢી બેસવાનો!"

આ શબ્દો બોલાતાંજ મારી ને તેની આંખો પેલા નવીન મુસાફર તરફ વળી. તેણે કાંઈ સાંભળ્યું હોય એમ તો જણાયું નહિ પણ તેની સિગારેટમાંથી માત્ર ધુમ્રગોટ વધારે ગાઢ નીકળવા લાગ્યા.

વાઘજી બહારવટિયાની વાત આજેજ છાપામાં પ્રગટ થયેલી. તેના પર ખૂનનો તથા અનેક ધાડોનો આરોપ હતો. આરોપ પુરવાર થયેલો ને તેને ફાંસીની સજા થયેલી. પણ પોલિસ ચોકીદારો વગેરેને લટક આપી તે ત્રણ ચાર દિવસથી જેલમાંથી નાસી ગયેલો. સાંભળ્યા પ્રમાણે તેની મીઠી જબાન અને ધન વાપરવાની ઉદારવૃત્તિ ભલભલાને મિત્ર બનાવી દેતી.

મેં ધીમેથી કહ્યું:

"ફીકર કરશો નહિ. હું પણ તમારી સાથે છું. ને મારી પાસે હથિયાર નથી એમ નથી. હું નાનકડો જમીનદાર છું. ને તેથી હથિયારનો મારી પાસે પરવાનો છે. જંબુસરનો હું શામલાલ દેસાઇ."

આથી તે બાઇને કાંઇક કરાર વળ્યો હોય એમ લાગ્યું. છતાં તેની ભયભીત મુદ્રામાં બહુ ફેર પડયો નહિ.

ગાડી આગળ ધપી રહી હતી. કલ્યાણ આવવાને વીસેક મિનીટ બાકી હશે. આગલી બે ત્રણ રાતનો મને ઉજાગરો હતો. દિવસે પણ ધમાચકડી ખૂબ કરેલી મારી આંખ થોડા વખતમાં ઘેરાવા લાગી.

"એટલામાં તમે ઊંઘી જવાના?"

"નહિરે! કલ્યાણ પર ચા પીશ– આપણે ચા પીશું. જરા થાક લાગેલો એટલે આંખ ઘેરાય છે, એટલુંજ."

પણ ઊંઘનુ સામ્રાજ્ય અપરિહાર્ય છે. બારીના ખૂણામાં ટેકાવેલું મારૂં માથું નિદ્રાનિર્ભર બની ગયું.

'શામલાલ જાગો છો ને?' એવો એકાદ વખત મેં અવાજ પણ સાંભળેલો. "હા, રે" એવો કાંઇક જવાબ પણ મેં આપેલો— પણ ઉંઘમાંજ.

મને ઘેરું સ્વપ્નું આવ્યું—કોઇ ઓળો આકાશને કોઇ ખૂણેથી ઊતરી આવતો હતો. મારી તરફ જાણે તે ખૂની આંખે જોઇ રહ્યો હતો. મારા હાથ સળવળવા લાગ્યાઃ ત્યાં તો છાતી પર ત્રણ મણનો પથરો મુકાયો હોય એવો મને ભાર લાગ્યો.

મારું સ્વપ્ન ઊડી ગયું. મારા હાથ કચકચાવીને બંધાઇ ગયેલા મેં જોયા—પગ પણ તેમજ. હું જાગ્રત દશામાં છું કે સ્વપ્નાવસ્થામાં તે હું કહી શકું તે પહેલાં મારા મોંમાં ડૂચો ઘલાયોઃ મારી સામે તગતગતી, ખૂની, પેલા નવીન મુસાફરની બે આંખો મેં જોઇ.

શિરીન તરફ જોયું તો તે બિચારી તદ્દન ભયગ્રસ્ત, બેબાકળી, કિંકર્તવ્ય મૂઢ, ખૂણામાં સંકોચાઇ બેસી રહેલી—ભયગ્રસ્ત હરિણી જેવી બેબાકળી ચારે તરફ જોયા કરતી હતી.

કલ્યાણ આવવાને આઠ દસ મિનિટ બાકી હશે.

અજબ શાંતિથી પેલાએ મારી સુટકેસ ખોલી, નોટોનો થોડો, કાગળિયાં જે કાંઈ હાથમાં આવ્યું તે તેણે લઇ લીધું. શિરીનની પર્સ પણ ખેંચી લીધી—પાસે આવતાં શિરીનેજ તે તેના તરફ હડસેલી દીધી. પોતાની સુટકેસમાં બધું મૂકી દઇ, શાન્તિથી તેણે બારી બહાર જોયું. ચારે તરફ અંધકાર. ઝીણો ઝીણો વરસાદ પણ આવતો હતો.

રૅક પરથી પોતાના બાવાનો હોય તેમ તેણે મારો ઓવરકોટ લઇ ચઢાવી દીધો. અમારી તરફની બારી બંધ કરી.

ગાડી હજુ પૂરપાટ દોડતી હતી. મારી રેલ્વેગાઇડ પાસે ખેંચી ઝપાટાબંધ તેમાં તેણે નજર ફેરવી.

પછી પોતાના તરફનું બારણું ખોલ્યું; એક પગ ફૂટબોર્ડ પર ટેકવ્યો.

મારી દીનદશામાં પણ મને હસવું આવ્યું. "મૂર્ખોજ લાગે છે. પૂરપાટ ધસતી ગાડીમાંથી કૂદકો મારતાં અમારા સૌ કરતાં તેજ પહેલો યમપુરી પહોંચી જવાનો."

પણ મારી ગણત્રી ખોટી પડી. ગાડી એકદમ ધીમી પડી ગઇ. લાઇન પર સમારકામ ચાલતું હશે. અત્યારે મજુરો તો હોય નહિ, પણ ખરાબ પોચા માર્ગને લીધે ગાડીનો વેગ લગભગ નહિવત્ થઇ ગયો. પેલો આ બધું જાણતો હોય એમ મને લાગ્યું.

ગાડીનો વેગ તદ્દન ધીમો પડતાં, પાછળ દૃષ્ટિ પણ કર્યા વગર, અંધકારમાં તે કૂદી પડયો— ને તરતજ પાછો ગાડીએ વેગ પકડયો.

હવે શિરીનમાં જીવ આવ્યો. તેણે મારા તરફ જોયું. મારાથી બોલાય તેમ હતુંજ નહિ. મારો મોંમાંનો ડૂચો તેણે દૂર કર્યો— 'મેં તમને નહોતું કહ્યું કે વાઘજી આજ ગાડીમાં છે!' તે બોલી.

હું બોલ્યો: "અરે પણ તમે સાંકળ કેમ ન ખેંચી!"

"આપણને બન્નેને તે મારી નાખત— તેને વખત નહોતો બાકી મારી દશા પણ તમારા જેવીજ તે કરત. અરે! પણ મારી પર્સમાંના મારા પૈસા, મારી હીરાની બુટ્ટી બધું ગયું!"

"જીવતાં હશો તો બધું પામશો" શાંતિથી મેં કહ્યું.

મારી ઊંઘ, સુસ્તી ઊડી ગયાં હતાં. મારુ મગજ ઝપાટાબંધ કામ કરી રહ્યું હતું.

"તમારાં દોરડાં છોડું!" કહેતી તે પાસે આવી.

મેં કહ્યું, "છે તેમજ રહેવા દો, આ કલ્યાણ આવ્યું. સ્ટેશન આવતાંજ તમે બૂમરાણ કરી મૂકજો. પોલિસને મારી આ દશા જોવા દો, તોજ તે કાંઈપણ ત્વરિત પગલું ભરશે. મારી તમારી ઓળખાણ આપી દેજો—આ સ્ટેશન...."

ગાડી પ્લૅટફૉર્મ પર આવતાંજ તેણે બૂમાબૂમ કરી મૂકી. તરતજ ગાર્ડ, પોલિસ, લોકો, વગેરેનું ટોળું ભેગુ થઈ ચયું:– ફાટે ઘાંટે શિરીને કહેવા માંડયું. "મારી પર્સ, ઘરેણાં લઇ વાઘજી નાસી ગયો. આ શામલાલ દેસાઇને બાંધી દીધા. મારા ધણી ધનજીશા જેલ સુપરિન્ટેન્ડન્ટ છે...' વગેરે

મારા બંધ છૂટા કરવામાં આવ્યા. અમને ઑફીસમાં લઇ જવામાં આવ્યાં. પોલિસે અમારી કેફિયત લખવા માંડી. વાઘજી આ ગાડીમાં લાનોલી જવા ચઢી બેઠેલો છે, એ મુંબઇની પોલિસ જાણતી હતી. તેમણે કલ્યાણ વગેરે સ્થળે સંદેશાઓ મોકલી દીધેલા. એટલે એક ઇન્સ્પેકટર ડીસોઝા તથા તેનો સાથીદાર મલ્લુ સ્ટેશન પર હાજર થઈ ગયેલા.

મેં તરતજ ડીસોઝાનો હાથ પકડી તેને કહ્યું: "કેફિયત પછી લખજો. અમે અહીં ઊતરી પડીએ છીએ. પણ વાઘજી છટકયો તો ફરી મળશે નહિ. તેને પકડવાનો લાગ જવા દેવો

જોઇએ નહિ. વળી તેની પાસે મારી નોટો તથા આ બાઇની પર્સ ઘરેણાં વગેરે છે. જલ્દી કરો."

ડીસોઝાએ હસતાં કહ્યું: "અમે ભોટ મામા નથી. ખાનામાં તમારા બંધ છૂટયા એ પહેલાં, શિરીનબાનુની વાત સાંભળતાં તરતજ, જ્યાં ગાડી અટકી હતી. ત્યાં હથિયારબંધ પોલિસો દોડાવ્યા છે. થોડા વખતમાં વાઘજી પકડાયો સમજો. હું પણ હમણાં ત્યાં પહોંચુ છું." મેં કહ્યું: "પણ વાઘજી તમે કહો છો ત્યાં હોય ત્યારેને?"

"એટલે?"

"વાઘજી કાચો નથી– તે અત્યારે.... અરે, થઇ ચૂક્યું: આ ગાડીનો પાવો વાગ્યો! ખેલ ખલાસ!"

"પણ જરા ચોકખે ચોકખું કહેશો?" કાંઈક આકળા થઇ ડીસોઝાએ મને પૂછ્યું.

"સાંભળો. ઊતરતાં પહેલાં તેણે મારી રેલ્વે ગાઇડ જોયેલી. આ ગાડી કલ્યાણ આવી તે પછી તરતજ હું ધારૂં છું કે ૧૨ મિનિટ પછી કલ્યાણથી દેવલાલી તરફની એકસપ્રેસ ઊપડે છે– એ જરૂર આડો ફંટાઇ સામા પ્લૅટફૉર્મ પર પહોંચી એ ગાડીમાં ઘૂસ્યો હશે! એ ગાડી તો ઊપડી!" ઇન્સ્પેકટર બાઘા જેવો બની મારી સામે જોઇ રહ્યો' તેનું 'પ્રમોશન' સરી જતું લાગ્યું.

એટલામાં એણે મોકલેલી પાર્ટી આવી પહોંચી. ચારે તરફ દોડાદોડ કરવા છતાં વાઘજીનો પત્તો નહોતો.

મેં ઇન્સ્પેકટરને કહ્યું: 'જુઓ મિ. ઇન્સ્પેકટર; હજુ બાજી હાથથી ગઇ નથી. આ ગાડી હવે ઇગતપુરી ઊભી રહેશે.

તમારી પાસે મૉટર કે એવું સાધન હોય તો આપણે ટ્રેઇન પહોંચે તે પહેલાં ઈગતપુરી પહોંચી જઇએ!”

આ સૂચના ઇન્સ્પેક્ટરને વ્યાજબી લાગી. તે બોલ્યો:

“મારી ગાડી તૈયાર છે. આપણે અને મલ્લુ જઇએ.”

“હુથિયાર લઈ લો. મારી પાસે રિવોલ્વર છે. દેસાઇગીરીનો પરવાનો છે. શિરીનબાઇ, તમે વેઇટીંગ રૂમમાં થોભો: લોણાવલા તમને તેડવા આવનારને તાર કરી દ્યો,” મેં કહ્યું

ત્યાં રહેલી પાર્ટીને ઝપાટાબંધ જરૂરી સૂચના આપી ઇન્સ્પેક્ટરે કહ્યું:

“ચાલો.”

ટ્રેઈન ઉપડયાને દશેક મિનિટ થઇ હશે. મોટરરસ્તા પર અમારી ગાડી વેગથી ધપવા લાગી.

ડીસોઝાએ કહ્યું: “અમને ખબર તો મળેલા. છાપાંઓમાં વાઘજીના ફોટાઓ આવેલા; પણ એવા કઢંગી રીતે કે તેની આકૃતિ સચોટ રીતે આપણા મગજ પર ઠસી શકે નહિ. વારૂ, તે કેવાં કપડામાં છે?”

મેં વાઘજીનું વર્ણન આપ્યું. ભૂરોસૂટ, ફેલ્ટહેટ, ભૂરો ઓવરકોટ, કાળા શૂઝ.

ડીસોઝા બોલ્યો:

“ઇગતપુરી તાર કરી દીધો છે. કદાચ આપણી મૉટર ન પહોંચે, તો પણ તે પકડાવાનો.”

“વાઘજીને તમે ઓળખતા નથી. આપણી ચાલબાજી તેની ગણત્રીમાં હશે. મૉટર ઝપાટાબંધ લો. ઇગતપુરી પહોંચતાં

પહેલાં ગાડી પકડાય ને કોઇપણ રીતે ફાટકવાળા મારફતે કે કોઇ બીજી રીતે ગાડી માર્ગમાં થોભાવી શકાય, તોજ વાઘજી પકડાય. મૉટરને મારી મૂકો.”

પૂર વેગે અમારી મૉટર દોડવા લાગી. રાત્રિને વખતે અંધકારમાં આડા અવળા રસ્તા ઉપર થઇને જવું સહેલ નહોતું. છતાં પોણાએક કલાકમાં અમારી મોટર અને આગગાડી સાથે થઇ ગયાં. પછી તો લગભગ બન્ને વાહનો સમાન્તર દોડવા લાગ્યાં.

વાઘજી નસીબદાર હોવો જોઇએ. ગાડીમાં બેઠાં બેઠાં પૂરપાટ દોડતી અમારી મૉટર જોઇને તે વસ્તુ સ્થિતિ સમજી ગયો હશે. ઇગતપુરી નજીક આવતું હતું, તેમ તેમ અમારો ઉશ્કેરાટ વધતો હતો.

એકાએક આગગાડીનો વેગ ધીમો પડી ગયો, ને ‘ડીસ્ટન્ટ સિગ્નલ’ ન અપાયું હોવાથી ગાડી અટકી. તે સાથેજ અમે અમારી મૉટર થોભાવી. અમે કાંઇક પણ ત્વરિત નિર્ણય પર આવીએ, તે પહેલાં ગાડી ચાલી; છેલ્લો ડબો પસાર થતાં અંધકારમાં જોવાને ટેવાયેલી મારી આંખોએ રેલ્વે લાઇનની પેલી તરફ ઝપાટાબંધ દોડતી આકૃતિ જોઇ—ફેલ્ટ હેટ, ને ભૂરો ઓવરકોટ.

મને હવે શંકા રહી નહિ. ડીસોઝાનો હાથ પકડી એ આકૃતિ બતાવી મેં કહ્યું: “આપણો શિકાર નાઠો છે. આગગાડી જરા વધારે થોભી હોત તો તે ટેકરીઓ પાછળ અદૃશ્ય થઇ જાત. પણ હવે સપડાયો છે. આપણે પાછળ પડીએ.”

ડીસોઝા ગભરાયો. મોટર લાઇન ઓળંગી શકે નહિ. ઓળંગી શકે, તો પણ ડુંગરાળ વગડામાં તે માર્ગ કાપી શકાય નહિ. સૌથી વધારે તો મુશ્કેલી એ હતી કે ડીસોઝા ને જીવ હતો ને એ જીવ એને વહાલો હતો.

હું એની મૂંઝવણ કળી ગયો. મારે પણ આવીજ પરિસ્થિતિ જોઈતી હતી. મેં કહ્યું:

"એક પણ ક્ષણ ગુમાવવાની નથી. તમને આજુબાજુના માર્ગની માહિતી છે?" ડીસોઝા બોલ્યો; સ્ટેશન ઓળંગતાં ફાટક આવે છે. ત્યાંથી જમણા હાથ તરફ પસાર થતો રસ્તો એક ગામડાં તરફ જાય છે. વાઘજી ગયો છે ત્યાં તો માત્ર ટેકરા અને જંગલ છે. એના માર્ગના ડાબા હાથ તરફ આ સડક જાય છે. જમણા હાથ તરફ તેમજ સીધે માર્ગે ઘાટના ડુંગરોજ છે."

એક ક્ષણમાં મેં નિશ્ચય કરી લીધો. એવા નિશ્ચયો કરવાની મને ટેવ હતી. મેં કહ્યું.

"જુઓ; તમે સ્ટેશન પર જાઓ. મળે તેટલા પોલિસ લઇ એ સડક પરને માર્ગે આગળ ધપો. પેલા ગામ સુધી પહોંચો. ત્યાં ચોકીદાર ગોઠવી સામેના માર્ગથી આઠ દશ જણા ભેગા મળી આવો. હું આની પાછળ પડું છું."

"એકલા?"

"ગભરાઓ નહિ. હું ટેવાયેલો છું. મારો ઇતિહાસ હું પછી કહીશ, હાલ તો ઝપાટાબંધ મેં કહ્યું તે પ્રમાણે કરો."

એક ક્ષણમાં ડીસોઝા અને મલ્લુ ને લઈને મૉટર રવાના થઈ. રખે વાઘજી ધ્યાન રાખતો હોય એવી આશંકાથી હું એક ઝાડ પાછળ છુપાયો—પણ માત્ર બેજ પળ, ને પછી—

તરતજ રેલ્વે માર્ગ ઓળંગી, હાથમાં રિવોલ્વર લઈ હું પાછળ પડયો. આગળ જનારના હાથમાં બૅગ વગેરે હતું. હું છૂટો હતો— મને અંતર કાપવું બહુ કઠિન ન લાગ્યું.

મને જરા પણ ભય ન હોતો—આવા અનેક પ્રસંગોનો મેં સામનો કર્યો હતો; અંધકારમાં વાઘની માફક હું જોઈ શકતો, ને એક સાથે હથિયારબંધ પાંચ પાંચ માણુંસની સામે ટક્કર ઝીલી મેં તેમને શિકસ્ત આપેલી; મારા હા માં રિવોલ્વર હતી; મારા અંદરના ગજવામાં તીક્ષ્ણ છરો હતો; આ હથિયારો મારાં સાથી હોય, તો હું ભયંકરમાં ભયંકર માણસથી કદી ડર્યો નથી, કારણ, કારણ, જે વાઘજી મુંબઈની જેલ તોડી નાઠો હતો, જે વાઘજીને પકડવા મુંબઈ, કલ્યાણ અને ઇગતપુરીની પોલિસ આકાશ પાતાળ એક કરી રહી હતી, જે વાઘજીના ડરથી ભલભલા હથિયારધારી સિપાઇઓ ભયથી કંપતા હતા, તે ખૂની, ધાડપાડુ વાઘજી, શામલાલ દેસાઈ વેશધારી હું પોતેજ હતો!!

એટલે ખરી રીતે ખરો વાઘજી કલ્પિત વાઘજીની પાછળ અત્યારે પડયો હતો! મને પોટલાંની માફક જેણે બાંધ્યો, મારી ચીજ વસ્તુ જેણે લૂંટી, તે આદમીને, પછી તે ગમે તે હોય તો પણ, ભોંય ભેગો કરવા હું તલપાપડ થઈ રહ્યો હતો.

અને તેથીજ, મેં, વાઘજીએ, પૂરપાટ વેગે તે મનુષ્યનો પીછો પકડયો.

ઝાડોના ઓથા લેતો, ખાડા ટેકરા ઓળંગતો, પથ્થરો પરથી ઝપાટાબંધ હું આગળ વધ્યો.

પેલી આકૃતિ કયાં ગઈ તે મને સુઝતું નહોતું. અંધકાર ઘોર હતો. પવનના સુસવાટાથી વૃક્ષોને વેલાઓનાં પાંદડાં ખડખડાટ કરી રહ્યાં હતાં, તેથી આગળ ચાલનારનો પગરવ પણ સંભળાતો ન હોતો– તેમ મારો પગરવ પણ પેલાને સંભળાતો નહિ હોય, એટલો લાભ પણ હતો.

વખતનો પ્રશ્ન મહત્વનો હતો. મારે પેલા સાથે હિસાબ ચૂકવી રસ્તે પડવું હતુ.. ડીસોઝા તેનાં માણસો સાથે સામેથી આક્રમણ કરે તે પહેલાં મારે કામ પતાવવું જોઈએ; કારણ જો અમે બન્ને સાથે થઇ જઈએ તો મારો બધો ભેદ ખૂલી જાય અને હું ભયંકર પરિસ્થિતિમાં મુકાઈ જાઉ એ સ્પષ્ટ હતું.

એટલામાં એક ઊંચો ટેકરો આવ્યો. તેની ટોચ પર હું ચઢયો ને એક ઝાડને ઓથારે રહી ચારે તરફ મેં દૃષ્ટિ ફેરવી. દૂર સામેનું ગામ અંધકારમાં અદૃશ્ય હતું. ચારે તરફ ખાડા ટેકરાજ માત્ર હતા. પેલો માણુસ કયાં હશે– એ કોઇ સ્થળે ભરાઈ બેઠો હશે. કે ઝપાટાબંધ કોઈ નિશ્ચિત માર્ગે ધપ્યો જતો હશે એ કળવું મુશ્કેલ હતું.

ગાડી અચાનકજ થોભેલી, માટે તેનો નિશ્ચિત માર્ગ તો હોવો ન જોઇએ, એટલું મને લાગ્યું. આવા સંયોગોમાં કોઇ સુરક્ષિત સ્થળે મધરાત વીતાવી, સવાર પડતાં પહેલાં તે પોતાને માર્ગે પડે એ વધારે સંભવિત લાગ્યું.

આવી કલ્પનાઓમાં હું મગ્ન હતો. ત્યાં અચાનક મારી દૃષ્ટિ, લગભગ બસો ત્રણસો વાર દૂર એક કાળા ઉંચા પડછાયા જેવા પદાર્થ પર પડી. તીણી, અંધકારમાં જોવાને ટેવાયેલી, મારી આંખો ખેંચી મેં નજર કરી તો તે કોઇ ઉંચી ભાંગેલી દીવાલ જેવી લાગી.

ને ક્ષણમાં મારી ખાત્રી થઇ કે મારો શિકાર એટલામાંજ છે. અત્યંત સાવચેતીથી મારી ગતિ કે આકૃતિની તેને ગન્ધ પણ ન આવે તેટલી સંભાળ રાખી, હું આગળ વધ્યો. પાંચેક મિનિટમાં હું તે દીવાલ પાસે આવી પહોંચ્યો.

મારી કલ્પના ખરી હતી. કોઇ જુના ભાંગેલાં ખ્રિસ્તી દેવળની એક માત્ર ઊભી રહેલી એ દીવાલ હોય એમ મને લાગ્યું. ધીમેથી હું દીવાલની ઓથે ભરાયો. મારાં સુભાગ્યે દીવાલમાં અનેક ફાટો હતી. ઘણીજ સાવચેતીથી મેં એક ફાટ-માંથી દૃષ્ટિ કરી તો દીવાલના દક્ષિણ તરફના એક રહી ગયેલા ખૂણામાં મેં મીણબત્તીનો ઝાંખો પ્રકાશ જોયો. મારો શિકાર દીવાલને અઢેલી એક પથ્થર પર બેસી પોતાની લૂંટની નિરીક્ષા કરી રહ્યો હતો.

કટોકટીની પળ આવી રહી હતી. મેં મારો છૂરો નીચેની બંડીમાંથી કાઢી આગલા ખિસ્સામાં મૂકયો. રિવોલ્વર હાથમાં લીધી. પાછળથી તો હુમલો કરી શકાય તેમ હતું નહિ તેથી એ ખૂણાવાલા ભાગ તરફ હું ગયો.

ખૂણાવાળા ભાગ પાસે આવી એક પથ્થર પર મેં મારા પગો ટેકવ્યા, અને પછી વાઘ પોતાના શિકાર પર તરાપ

મારે, તેમ વીજળીની ત્વરાથી મેં બરાબર તેના શરીર પરજ કો માર્યો.

અચિન્તિત, અકલ્પિત, હુમલાથી તે અસાવધ માનવી જમીન પર પટકાઇ પડયો. મારા ડાબા હાથે છરો કાઢી, તે સજ્જ થાય તે પૂર્વે તેના જમણા કાંડામાં મેં હુલાવી દીધો.

ચીસ નાખી તે ગબડી પડયો. ત્વરાથી મેં છરો ગજવામાં મૂકી દીધો ને તેના તરફ રિવોલ્વર તાકીનેજ, તે બેઠો થાય તે પહેલાં ભયંકર અવાજે ત્રાડ પાડી મેં કહ્યું "હરામખોર! તેં કોની સામે બાથ ભીડવાની હામ કરી છે એ ખબર છે? અનેક ધાડો પાડનાર, પોલિસ તથા તેના અમલદારોને પણ થર થર કંપાવનાર વાઘજીનું નામ તેં સાંભળ્યું છે? એજ વાઘજી તારી સામે ઊભો છે!!'

સામો માણસ થથરી ઉઠયો. તેમાં નવાઈ હતીજ નહિ. મારાં નામ માત્રે ભલભલાનાં હાંજા ગગડાવી નાખ્યા છે.

તે બેઠો થયો.

જે પથ્થર પર તે બેઠો હતો, તે પથ્થર પર શાંતિથી હું બેઠો.

મારી રિવોલ્વર તેના તરફ તાકેલીજ હતી.

મેં કહ્યું:

"બહુ વખત નથી. આપણે હિસાબ પતાવી લઇએ. પ્રથમ તો તારા ગજવામાંથી રિવોલ્વર, છૂરો, જે હોય તે બહાર કાઢી નીચે મૂકી દે."

તેમ કર્યા સિવાય તેને છૂટકો નહોતો.

"હવે દૂર હટ." હું આગળ વધ્યો. મારે બીજે હાથે તેનાં હથિયારો મેં મારા ગજવામાં સેરવી દીધાં.

પછી તાકેલી રિવૉલ્વર તેના તરફ ધરી રાખી, લૂંટનો બધો માલ મેં તેની પાસેથી કઢાવ્યો. મારી નોટો, કાગળિયાં, શિરીનની પર્સ, બધાનો મેં ઢગલો કરાવ્યો. તેની બૅગ ખાલી કરાવી તેમાંથી જેટલું રોકડ નોટો વગેરે નાણું નીકળ્યું, તે સર્વ મારા ઢગલા પાસે મુકાવ્યું.

તેના જમણા હાથમાંથી લોહી નીકળતું હતું. તે નિઃશસ્ત્ર હતો. હવે મને તેનાથી ભય પામવા કારણ ન હોતું.

તેની બૅગમાં મે બધું મુકાવ્યું; બૅગ બંધ કરાવી.

મેં તેને પૂછ્યું

"હવે તારૂં નામ કહે."

ધીમે અવાજે તેણે કહ્યું: "ચેસુ કીસન"

"ખરૂં નામ!"

"હીરજી માધુ."

"તળેગામમાં લૂટફાટ કરી મલવાલી પાસે ભાજાગુફામાં ભરાઇ રહેનાર તું પોતે કે?"

"તેજ."

"ઠીક. આપણે ધંધાદારી મિત્ર થયા. આપત્તિમાં મારે તને સહાય કરવી જોઇએ. તારી પાસે પૈસા છે?"

"ગજવામાં છે."

"ઊભો રહે," કહી હું તેની પાસે ગયો. તેના ગજવામાં, પાટલૂનમાં, કોઇ હથિયાર નથી, તેની ખાત્રી કરી મેં તેને દૂર ઊભો રહેવા કહ્યું.

રિવોલ્વર ડાબા હાથમાં લઈ, મારી બેગમાંથી થોડી નોટો કાઢી મેં તેના તરફ ફેંકી.

"હવે તું સમજી લે. પોલિસ પાર્ટી ઘડી બે ઘડીમાં અહીં આવી પહોંચશે. તને પકડાવવામાં મને હાનિ છે; મને પકડાવવામાં તને હાનિ છે; વળી આપણે મિત્ર બન્યા. તું જમણા હાથ તરફ ઝપાટાબંધ ચાલ્યો જા. ત્યાં એક મોટું તળાવ આવશે. તેના કાંઠાપરનાં ઝાડો ઉપર ભરાઇ જા."

એટલામાં દૂરથી આવતા અવાજો સંભળાયા. ડીસોઝા વગેરે આવી રહ્યા છે, એ સ્પષ્ટ હતું– હવે વધારે રોકાવું અમારા બન્ને માટે જોખમકારક હતું.

હીરજી પરિસ્થિતિ સમજી ગયો. જો પકડાય તો તેને માટે પણ જેલના સળિયાજ હતા. તેણે કહ્યું: "ફરી આપણે મળીશું!"

"મેં કહ્યું: "જેવી તારી ઇચ્છા!"

એક શબ્દ પણ વધુ બોલ્યા વિના, પાછળ પણ જોયા વગર, તેણે જમણી દિશાનો માર્ગ ગ્રહણ કર્યો બંધાભાઇના શબ્દોમાં અમને સૌને અજબ વિશ્વાસ હોય છે.

મેં પણ નિશ્ચય કરી લીધો. બૅગ ખાલી કરી, મારી વસ્તુઓ લઇ લીધી. મોટા પથ્થર પર, પોલિસનું ધ્યાન સહજ ખેંચાય તે રીતે, મેં ખાલી બૅગ મૂકી. શિરીનની બધી વસ્તુઓ તેની 'પર્સ' માં નાખી, બેગ પર તેને મૂકી. તેની બુટ્ટી વગેરે હું લઇ જઇ શકયો હોત, પણ મારામાં પણ વિનોદભરી માનવતા હતી–અને મારૂ બંડ વ્યકિતગત નહોતું, સમાજનાં

નિશ્ચિત અંગ સામેજ હતું.–વળી નિશાળમાં ભણતી વખતે મારા સંસ્કૃત માસ્તરે એકવાર "સાત પગલાં સાથે ભરતાં મૈત્રી થાય છે..." એવો કાંઈક બબડાટ નહોતો કર્યો?

ઝપાટાબંધ, મેં એક કાગળ કાઢી મોટા અક્ષરે લખ્યું:

**"શિરીન બાનુને–**

**વાઘજીની મુક્ત કંઠે પ્રશંસા કરવાનાં ઋણ બદલ**
**શામલાલ દેસાઇ ઊર્ફે વાઘજી તરફથી."**

આટલું લખી, મેં મીણબત્તી હોલવી નાખી.

ને જે દિશામાંથી, જે માર્ગે, આવ્યો હતો તે માર્ગે, મુઠ્ઠી વાળી મેં દોટ મૂકી.

હજુ પોલિસ મને પકડી શકી નથી.

આ ઇતિહાસ પણ મેં ભૂગર્ભમાંથીજ લખ્યો છે.



# ચોતરા પરનો આંક

ટપાલમાં કાગળ આવ્યો.

સુરેશ વિલા,

વિલે પાર્લા, તા. ૨૧–૯–૪૬

**પ્રતાપ,**

આજથી આપણો સંબંધ પૂરો થાય છે.

અત્યાર સુધી તારાં બધાં દુષ્કર્મો મેં સહન કર્યાં છે. તારાં દેવાં ભરપાઇ કરી આપ્યાં છે. તને સન્માર્ગે ચઢાવવા મહેનત કે દ્રવ્ય સંબંધી મેં કચાશ રાખી નથી. પણ તું તારા અપમાર્ગમાં દઢ રહયો છે. મારો બધો શ્રમ વ્યર્થ ગયો છે.

છતાંયે હું તને ચલાવી લઉ. આખરે તો તું મારો ભાઇ-ભલે કાકાનો દીકરો–રહ્યો, પણ ગઇ કાલના એ પ્રસંગોને લીધે મેં મારો નિશ્ચય કરી લીધો છે. તારી સાથે હવે કોઇપણ પ્રકારનો સંબંધ હું રાખી શકીશ નહિ.

મારાં નામે ઝવેરીને ત્યાંથી તું ઝવેરાત લઇ આવ્યો; મારાં નામની તેં ખોટી સહી કરી.

એથી વધુ ભયંકર બીના–તેં ......બાઇને ભોળવી ફસાવી. મારાં નામનો ખોટો ઉપયોગ કર્યો. મારૂં સરનામું તેં એને

આપ્યું, ને આમ સમાજમાં મારા નામને તેં કલંકિત કરવા પ્રયત્ન કર્યો.

તે બાઇનો, મારે સીરનામે, મારા ઉપર આવેલો કાગળ હું બીડું છું. પોલિસના હાથમાં હું બન્ને કેસ મૂકી શકું છું. પણ તેમ કરતો નથી. ૪૮ કલાકમાં જાપાન તરફ સ્ટીમર જાય છે. મારા શરાફ ને હું કાગળ લખું છું. જોઇતા પૈસા તે આપશે. તેમાં બેસી સદાને માટે સ્વભોમ છોડી તું ચાલી જા. જ્યાં સુધી તું પરદેશ હશે, ને સરળ જીવન ગાળતો હશે, ત્યાં સુધી તને હું આર્થિક મદદ કર્યા કરીશ.

ઓગણપચાસમે કલાકે જો તું મુંબઇમાં રહેલો માલુમ પડશે, તો આપણો બધો સંબંધ અટલ રીતે તૂટયો સમજવો. તારી સામે પોલિસનું વૉરન્ટ નીકળશે.

લી. સુરેશ.

પત્ર વાંચી પ્રતાપ સડક થઈ ગયો. સવારનું છાપું, ને ટેબલપરની ચા, એમનાં એમ રહ્યાં.

પ્રતાપના પિતા, સુરેશના કાકા, પ્રતાપની નાની વયમાં, એકલા પ્રતાપને મૂકી મૃત્યુ પામ્યા. સુરેશના પિતાએ પ્રતાપની જવાબદારી માથે લીધેલી. કાળક્રમે તે પણ મૃત્યુ પામ્યા. પણ પિતાએ માથે લીધેલી જવાબદારી સુરેશે પોતાના શિરે ઉઠાવી. સુરેશ પ્રતાપ કરતાં આઠ દશ વર્ષે મોટો હતો.

પણ પ્રતાપ નાનપણથીજ અવળચંડો હતો મોટી વય થતાં એ દુષ્ટતાનાં બીજ વિકાસ પામ્યાં. સુરેશ પાસે અઢળક સંપત્તિ હતી. તેને સ્રી હતી, પણ સંતાન નહોતું. બન્ને

સસ્ંકારી અને કુલીન હતાં. સુરેશ જેવો કુટુંબપ્રેમી, સાદો, સીધો, પ્રમાણિક મનુષ્ય જગતમાં ભાગ્યેજ મળી આવે.

આવાં કુટુંબમાં પ્રતાપ સમાઇ શક્યો નહિ. તે જુદો રહ્યો. પણ સુરેશ પ્રત્યે, તેની સંપત્તિ પ્રત્યે, તેનાં સુખ પ્રત્યે, તેની ઈર્ષ્યા સોગણી વધી ગઇ.

અને વર્ષો વીતવા લાગ્યાં. પ્રતાપ દારુ પીતો, જુગાર રમતો, ગમે તેવે સ્થાને રખડતો.

સુરેશ ક્રોધે ભરાતો. ઠપકો આપતો. ધમકી આપતો. છેવટે જરૂર પડતા પૈસા આપી તે પ્રતાપને આપત્તિ–મુક્ત કરતો.

પ્રતાપને આ ફાવી ગયું હતું. તે જાણતો હતો, કે સુરેશ ગમે તેટલી ધમકીઓ આપશે, પણ છેવટે તો પોતાને આપત્તિ મુકત કરશેજ. પણ આ કાગળે તેની ઊંઘ ઊડાડી દીધી. તેમાં ધમકી નહોતી–નિશ્ચય હતો.

સુરેશ પર રોષ હોવા માટે પ્રતાપને અનેક કારણો હતાં. પોતાની પાસે ફૂટી બદામ ન હતી, ને સુરેશ પાસે શા માટે આટલી બધી સંપત્તિ હતી? સુરેશને શા સારુ આવી સરસ પત્ની મળી હતી? સુરેશ શા માટે આટલો લબ્ધપ્રતિષ્ઠ અને સુખી હતી?

સુરેશના આ બધા અપરાધ ઉપરાંત તેનો વળી એક બીજો પણ ઘોર અપરાધ હતો. તે હંમેશાં પ્રતાપને આર્થિક સહાય આપતો, ને પ્રતાપને તેનો સ્વીકાર કરવો પડતો.

ગયાં વર્ષે સુરેશને ભયંકર ટાઇફોઇડ થયો હતો, તેમાંથી તે સારો થયો. સુરેશનો આ અક્ષમ્ય ઘોર અપરાધ પ્રતાપ આજ

દિવસ સુધી ભૂલ્યો નહોતો. એણે જો મૃત્યુનો સીધો માર્ગ લીધો હોત, તો પોતાને તેની સંપત્તિમાંથી કેટલું બધું મળત ?

ને તેમાં આજે આવો પત્ર ?

પ્રતાપ ખુરશી પરથી ઊભો થઇ ગયો અને ઓરડામાં આંટા મારવા લાગ્યો. તેનું મગજ રોષ, ઇર્ષ્યા, પરિસ્થિતિની ભયંકરતાથી ફાટી રહ્યું હતું.

શું સ્વદેશ છોડી જવું જ પડશે? શું કાયમ માટે પરદેશવાસ કરવો પડશે ? બીજો માર્ગ નથી ? હા, છે ! જેલના સળિયા પાછળ ભરાવાનો. પણ એ માર્ગ ખચિત આનન્દકર નથી.

પ્રતાપે સિગારેટ ચેતાવી. ઘાટીને બોલાવી નવી ચા લાવવા આજ્ઞા કરી.

સુરેશનો પત્ર તેણે વારંવાર વાંચ્યો. આવો પત્ર તેણે કદી લખ્યો નહોતો પત્ર ટૂંકો હતો; પણ નિશ્ચય અટલ, દૃઢ લાગ્યો. પ્રતાપને વિચાર આવ્યો : માત્ર એકવાર, છેલ્લી વાર, ફરી સુરેશને મનાવી ન લેવાય ?

મનનો ગુસ્સો, ઉશ્કેરાટ સમાવી તે ટેલિફોન તરફ વળ્યો. તેણે ટેલિફોન જોડયો.

"કોણ સુરેશ !..........હા, હું પ્રતાપ ! એકવાર તમને મળી લઉં !"

સામેથી જવાબ આવ્યો.: "ટેલિફોન બંધ કર! મળવાની જરૂર નથી".

"એક વાર ! છેલ્લી વાર !"

"નહિ ! કદી નહિ !"

"સુરેશ ! બસ એકજ વાર ! મારે કેટલીક ગેરસમજ દૂર કરવી છે ! થોડીજ મિનિટ !"

"આખો દિવસ હું કામમાં છું. રાત્રે મિત્રોને જમવાનું આમન્ત્રણ આપ્યું છે. ત્યાં તારું મુખ કોઇને બતાવવા ઇચ્છતો નથી—"

"સાંઝે હું ત્યાં આવું. તમારા મિત્રો આવ્યા પહેલાં—"

"મારે ઘેર તું પગ નહિ મૂકી શકે—ટેલિફોન બંધ કર—"

"માત્ર પાંચ મિનિટ. તારા વિલાની પાછલી બાજુથી ચોતરા પાસે—આઠ વાગ્યે આવું ? માત્ર પાંચ મિનિટ !"

"યાદ રાખ, કાંઇ વળવાનું નથી !"

"ત્યારે ચોતરા પાસે—બરાબર આઠ વાગ્યે—"

સામેથી રિસિવર મુકાયાનો અવાજ આવ્યો.

૨

શિયાળાની રાતનો અંધકાર શરુ થઇ ચૂકયો હતો. વિલે-પારલેમાં આવેલો સુરેશનો વિલા વિશાળ હતો. દરવાજો મુખ્ય રસ્તાપર પડતો. દરવાજામાં પ્રવેશ કર્યા પછી લગભગ ૫૦ વાર ચાલ્યા પછી એક માળનો સુન્દર બંગલો આવે. બંગલાની આજુબાજુ પુષ્કળ ઝાડપાન. પાછળ મોટું લાન. લૅાનને સામે છેડે, મધ્યમાં, ઉનાળામાં બેસવા નાનકડો આરસનો ચોતરો. ૨૦–૨૨ વાર પાછળ રેઇલીંગ. વિલાની બન્ને બાજુ બે માર્ગો.

એમાંના એક માર્ગે, નાનકડો લોખંડનો 'વિકેટ ગેઈટ'. તેમાં થઇ, આઠ વાગવાને પાંચેક મિનિટ હશે એટલામાં, પ્રતાપ લૉનમાં દાખલ થયો. ચારે બાજુ અંધકાર હતો. ચોતરા પાસે જઇ તે ઊભો રહ્યો.

બરાબર આઠને ટકોરે, "હમણાં આવું છું," એમ દિવાનખાનામાં એકત્રિત થયેલા મહેમાનોને કહી, સુરેશ પાછલે બારણેથી 'લૉન' વટાવી ચોતરા તરફ ચાલ્યો. પ્રતાપને મળવાનું છે તે તેણે કોઇને કહેલું નહિ—પોતાની પત્નીને પણ નહિ.

સુરેશ આવશે કે નહિ તેનો પ્રતાપને ભારે સંદેહ હતો. આજનો તેનો રોષ અભૂતપૂર્વ હતો. તે ભવાં સંકોચી, આંખો ઝીણી કરી, ધડકતે હૃદયે બંગલા તરફ જોઇ રહ્યો હતો.

એકાએક બંગલાનું વરંડાપર પડતું પાછલું બારણું ઊઘડયું ને તરત બંધ થયું. ક્ષણભરના એ પ્રકાશમાં એ સુરેશની આકૃતિ જોઇ શકયો.

પ્રતાપને ગુપ્ત રીતેજ મળવું એવો સુરેશનો દૃઢ સંકેત હતો. તેથી, કોઈ પોતાને ન જુએ તેમ, લૉનની બાજુનાં વૃક્ષોની છાયામાં થઈ અન્તે તે ચોતરા પાસે આવી ઊભો રહ્યો. ચોતરાની સામી બાજુએ, ધ્રૂજતો કાંપતો પ્રતાપ ઊભો હતો.

આવતાંની વાર સુરેશ બોલ્યો. :—

"મને ફુરસદ નથી. મારો નિશ્ચય દૃઢ છે. પરમ દિવસ સવારે તું સ્ટીમરમાં હોવો જોઇએ."

"પણ એકવાર..."

"અનેકવાર સાંભળી ચૂકયો. તને જેલના સળિયા પાછળ જોવા હું ઇચ્છતો નથી... હાં! તું પહોંચીને મને ખબર કરશે, તો હું તને થોડા વધુ પૈસા મોકલીશ. દાનને તું લાયક નથી—એ કુપાત્રે દાન છે—"

પ્રતાપનો પિત્તો ઊજવી આવ્યો તેણે બળજબરીથી દબાવેલાં રોષ, ઈર્ષ્યા, સહસ્રધા તેનાં હૃદય પર આક્રમણ કરી રહ્યાં. દાન લેનાર માણુસ કટુ વચન સાંભળીને દાન લેવા નથી ઇચ્છતો. તે બોલી ઊઠયોઃ—

અને હું..."

"મારું સાંભળી લે—મારે તારું સાંભળવું નથી—વખત બીલકુલ નથી. આ કાગળમાં મેં લખ્યું છે—"પાંચ વર્ષ સુધી મુંબઇ પાછો ન આવવા હું વચન આપું છું—" માત્ર તારી સહી જોઇએ છે. સહી કરી તું ચાલવા માંડ. હું દિવાસળી સળગાવું. આ રહ્યો કાગળ, કહી તેણે હાફકોટના ગજવામાંથી કાગળ કાઢયો—"લે આ પેન." પ્રતાપને બોલવાનો અવકાશ જ મળતો ન હતો. પોતે ક્ષમા માગવા, તેને સમજાવી લેવા, તેની ભલાઇનો એક વધુ વખત લાભ લઇ તેને છેતરવા, નિશ્ચય કરી આવ્યો હતો. તે સહુ તેનાં હૃદયમાંથી ઓસરી ગયું.

તે સુરેશની ડાબી બાજુએથી પાસે આવ્યો.

સુરેશે કહ્યું "લે આ પેન! હું દિવાસળી સળગાવું," કહી ઉઘાડેલી પેન તેણે ચોતરા પર મૂકી. ગજવામાંથી દિવાસળી કાઢવા તેણે નીચે જોયું. પણ તેજ ક્ષણે વીજળીની ત્વરાથી ગજવામાં હાથ ઘાલી, લાંબો ટૂંકો વિચાર કર્યા વગરજ પ્રતાપે સુરેશના ડાબા પડખામાં છરો હુલાવી દીધો.

'ઓહ....હ !' એવો આછો અવાજજ માત્ર સુરેશના મોંમાથી નીકળ્યો. એક પળ, માત્ર એકજ પળ—દિઙ્મૂઢ બની પ્રતાપ ઊભો રહ્યો. પછી તત્ક્ષણ પેલા કાગળનો ડૂચો હાથમાં લઇને તે પાછો ફરી દોડયોઃ દશપંદર વાર જઇને તેણે એક ઝાડનાં થડને ઓથારે રહી પાછળ જોયું. સુરેશ ડાબે હાથે ચોતરાની કોર મહામહેનતે પકડી રાખવા પ્રયત્ન કરતો જણાયો. પ્રતાપ ગભરાયોઃ 'શું મારો પ્રયત્ન નિષ્ફળ ગયો !' પણ એટલામાંજ સુરેશનો દેહ લથડયો. જમીન પર પડયો. આછો ધબાકો થયો .પ્રતાપ મૂઠ્ઠી—વાળી નાઠો. જે નાનકડા 'ગેટ'માંથી તે આવેલો તે વાટેજ તે બહાર નીકળી ગયો. હાથમાંની છૂરી સડકની કોર પર આવેલાં ઊંડા ખાબોચિયાંમાં તેણે ફેંકી દીધી. કાગળના ઝીણામાં ઝીણા ટૂકડા કરી હવામાં ઊરાડી દીધા.

પણ હવે ?

પ્રતાપે નિશ્ચય કરી લીધો. તેને કોઈએ આવતાં, અથવા બાગમાં જોયો, નહોતો. આગગાડી પકડી ઘેર જવામાં અનેક જોખમ હતાં. તેણે ધૃષ્ટ કપટમય, નિશ્ચય કરી લીધો. હૃદય અને મન પર અજબ કાબુ મેળવી, બને તેટલી સ્વસ્થતા ધારણ કરી, તે ગલીના રસ્તા પરથી ધોરી માર્ગ પર આવ્યો, ને બેધડક આગલે દરવાજેથી 'સુરેશ વિલા'માં દાખલ થયો.

તેણે દિવાનખાનામાં પ્રવેશ કર્યો ત્યારે સુરેશના આઠદશ મિત્રો ગપ્પાં મારતા બેઠા હતા. સુરેશના પિતાના મિત્ર, કુટુમ્બના વૃદ્ધ મુરબ્બીસમા વૈદકાકા બારણા આગળજ પવનમાં બેઠા હતા.

પ્રતાપને સૌ ઓળખતા હતા. ભોજનનાં આમંત્રણમાં તેને સ્થાન હોય એ સ્વાભાવિક હતું. તેથી તેના આવવાથી કોઈને આશ્ચર્ય થયું નહિ.

વૈદકાકાએ પૂછ્યું: "કેમ રે અલ્યા પ્રતાપ! આટલો હાંફે છે કેમ? દોડતો આવે છે શું?"

"સુરેશે આઠનો વખત આપેલો. બને તો વહેલા આવવા કહેલું. પણ અંધેરીથી ગાડી ચૂકયો. તેથી ઉતાવળથી દોડતો આવ્યો, વૈદકાકા," કહી તે ફીકકું હસ્યો, અને સુરેશના મિત્રો સાથે વાતે વળગવા પ્રયત્ન કરવા લાગ્યો.

સુરેશની પત્ની રસોડામાં ભોજનની વ્યવસ્થા કરી રહી હતી. પાટલા નખાયા હતા. બધી તૈયારી થઇ ગઇ હતી. તેણે રામાને કહ્યું, "શેઠને કહે કે જમવાનું તૈયાર છે."

રામો દિવાનખાનામાં આવ્યો. શેઠને જોયા નહિ. વૈદકાકા પાસે આવી તે બોલ્યો: "શેઠલા સાંગા...."

તેજ ક્ષણે માળીની છોકરીની ભયંકર ચીસ સંભળાઇ: દોડો! દોડો! શેઠનું ખૂન! વાડીમાં શેઠ પડયા છે!"

વીજળીનો આંચકો લાગ્યો હોય તેમ આખું મંડળ ઊભું થઇ ગયું:" કયાં! કોણ! અરે શું! બને નહિ!"—શોર બકોર થઇ રહ્યો.

પ્રતાપ સ્વસ્થતા જાળવવા પ્રયત્ન કરવા લાગ્યો.

વૈદકાકાએ માળીની છોકરીનો હાથ પકડી કહ્યું: "કયાં છે! ચાલ બતાવ!" ફાનસ, ટૉર્ચ માટે દોડધામ પૂરી થતાં, આખું મંડળ પાછલે બારણેથી લૉન ઉપર થઇ ચોતરા તરફ ધસ્યું.

ચોતરા પાસે લોહીના ખાબોચિયામાં મૃત્યુ પામેલા સુરેશનો દેહ પડયો હતો !

સૌના અંગમાંથી થરથરાટ અને મુખમાંથી અરેરાટ નીકળી પડયા !

વૃદ્ધ વૈદકાકાની આંખમાં આંસુ ઉભરાઈ આવ્યાં.

ઘરના સૌના નિકટના આપ્તજન તરીકે પ્રસંગની જવાબદારી પ્રતાપને શિર આવી પડી.

"દોડો ! દોડો; ડૉકટરને તથા પોલિસને ખબર આપો !"

એક બે જણ દોડયા. ડૉકટરને ટેલિફોન થયા. પોલિસમાં ખબર અપાઈ પ્રતાપ બોલ્યો:—

"ભાઇને અંદર લઇએ !"

વૈદકાકાએ કહ્યું: "પોલિસને આવવા દો. શબને આ સ્થિતિમાંજ તેમને જોવા દો. આજુબાજુ કોઇ ભરાયું તો નથી ? તપાસ કરો !"

દોડધામ થઇ રહી. વાડીમાં કે માર્ગમાં કોઇ જણાયું નહિ. ચોતરા પાસે મંડળ પાછું એકઠું થયું. પોલિસ હજુ આવી પહોંચી નહોતી. એટલામાં આકાશમાં શિયાળુ વાદળી ચઢી આવી ને વરસાદ આવશે એમ લાગ્યું.

વૈદકાકા ઉંડા વિચારમાં પડી ગયા હતા. તેની વૃદ્ધ છતાં અનુભવી નજર ચારે તરફ ફરી રહી હતી.

કોઈએ કહ્યું: "છાંટા પડે છે! અંદર લીધા વગર છૂટકો નથી !"

વૈદકાકા વિચારનિદ્રામાંથી જાગ્યા હોય તેમ બોલ્યાઃ "શું? હેં? હા! ભલે—અરે પણ સબૂર! આ ચોતરા પર પેન કેવી? અલ્યા! ફાનસ લાવ તો!" ફાનસનો, ટૉર્ચનો, પ્રકાશ ચોતરા તરફ ફેંકાયો.

વૈદકાકા બોલી ઊઠયાઃ "અરે! આ શું લખ્યું છે—ચોતરા પર? વંચાય છે?"

સૌનું ધ્યાન ચોતરા પર પડયું. પ્રતાપ બે ડગલાં પાછળ હઠી ગયો.

કોઇએ વાંચ્યું:—હાં! એક પાંચડો છે; પછી બગડો; પછી આઠડો;ને પછી બે પાણ! પાંચ, બે, આઠડો,ને બે પાણ!

"પાંચસો સાડી અઠ્ઠાવીસ!" વૈદકાકા બોલી ઉઠયા! "એનો શો અર્થ?"

કોઈ અર્થ આપી શકે તેમ નહોતું. પેન સુરેશનીજ હતી. લખ્યું પણ તેણે એ ચોક્કસ—મૃત્યુ પામતી વખતે આ આંકડા લખવાનું શું કારણ?

આકાશમાંથી વરસાદનાં ફોરાં પડવા લાગ્યાં. વૈદકાકાએ કહ્યું:

"આંકડા કોઈ કાગળ પર ઉતારી લો, પોલિસને કામ લાગશે."

બેત્રણ જણાએ દીવાના પ્રકાશમાં આંકડા ઉતારી લીધા. વરસાદ તૂટી પડયો, સુરેશનાં શબને બંગલાની અંદર લેવામાં આવ્યું.

ડૉકટર આવ્યા. પોલિસ આવ્યા. બધી વિધિઓ થઇ. જ્યુરી ભરાઇ. સુરેશને કોઇ પણ શત્રુ નહોતો. દીવાનખાનામાં આઠ વાગ્યા સુધી તે આનંદપૂર્વક સર્વની સાથે વાતચીત કરી રહ્યો હતો. ચિન્તા કે કલેશ જેવું તને કશું હતું નહિ. બરાબર આઠને ટકોરે તેના એક મિત્રે તેને દીવાન-ખાનામાંથી પાછલે બારણે જતો જોયલો ખરો. પછી શું થયું તે સમજ પડી નહિ. આઠને દશ મિનિટે, માળીની છોકરી ચોતરાને એક ખૂણે પોતાના કુંકા ભૂલી ગયેલી તે લેવા ગઇ, ત્યારે આ ઘૃણાજનક દશ્ય તેણે જોયું. તેણે ચીસ પાડી. ત્યારેજ સુરેશનું ખૂન થયું એમ સર્વને માલૂમ પડયું. ઘા ડાબે પડખે હતો. કોઇ હથિયાર પાસે પડેલું જણાયું નહોતું. આપઘાત તો નહોતોજ. ખૂન કરી ખૂની નાસી ગયેલો. વરસાદ પડવાથી તેનાં પગલાં કે એવું કોઈ પણ ચિહ્ન રહેલું નહિ. આ બધું સાંભળી જ્યુરીએ નિર્ણય આપ્યો:—અજ્ઞાત વ્યકિતએ કરેલું ખૂન.

સુરેશનું મિત્રમંડળ, વદકાકા, પ્રતાપ, સૌ હાજર હતા. પ્રતાપ ધ્રૂસકે ધ્રસકે રડયો. સુરેશના મૃત્યુથી પોતાને ભારે આઘાત લાગ્યો છે. તેનું વર્ણન થઈ શકે તેમ નથી. તેનાં મૃત્યુથી પોતાના પર ગંભીર જવાબદારી આવી પડી છે. તેનું વિલ વંચાયું હતું; તેની રૂએ પોતાને થોડી મિલ્કત, રોકડ વગેરે મળશે. પણ એમાં પોતાને રસ નથી. સુરેશ જેવો ભાઈ જતાં પોતાને જગત શ્મશાનવત્ લાગે છે. પોતે ગભરાઇ ગયો છે. ખૂનીને પકડવા પોતે ધન કે જહેમતની કચાશ રાખશે નહિ—વગેરે વગેરે, સુરેશના મિત્રો ઇત્યાદિ સમક્ષ રડતાં રડતાં, પ્રતાપે કહ્યું. સૌએ સહાનુભૂતિ દર્શાવી.

સહુ વિખરાયા. માત્ર વૈદકાકા પાછળ રહ્યા. પ્રતાપનો હાથ પકડી તેણે કહ્યું; "તારી ભાભી સાથે હમણાંજ થોડી ઘણી વાતચીત કરી લેવી યોગ્ય છે. તું વિલા પર જા. બેએક કલાકમાં હું આવી પહોંચું છું. સુરેશના ઘર કારભાર, વેપાર, વગેરેના વહીવટ પર જરૂરી ચર્ચા આજેજ કરી લેવી ઇષ્ટ છે."

"આજેજ કાકા?" પ્રતાપે કહ્યું. "મને તો હમણાં કાંઇ સૂઝતું નથી!"

"એમાં નવાઇ નથી. પણ વાતો આજેજ કર્યા સિવાય ચાલે તેમ નથી તું જા. હું આવી પહોંચીશ."

પ્રતાપ ભાઇના વિલા પર ગયો.

બે કલાક પછી વૈદકાકા આવ્યા. દીવાનખાનામાં પ્રતાપ બેઠો હતો. વૈદકાકા બોલ્યાઃ "ઘણી ખાનગી વાત છે. તારી ભાભીથી ગુપ્ત રાખવાની જરૂર છે. આપણે લૉન પર જઇએ.

પ્રતાપને અદૃષ્ટ કમકમાં આવ્યાં લૉન પર. ચોતરા પાસે ફરીવાર પોતાને જવું પડશે એવી તેને કલ્પના પણ નહોતી. છતાં તે વદકાકાને ના કહી શકયો નહિ. હવે તો પાઠ પૂરોજ ભજવવો રહ્યો. તેણે કહ્યું: "ચાલો."

આખું લૉન ઓળંગતાં સુધી વૈદકાકા એક શબ્દ બોલ્યા નહિ. તેનું મૌન પ્રતાપના હૃદયને ભય પમાડવા લાગ્યું. હૃદયના ધબકારા જેમ તેમ તેણે દબાવ્યા.

વૈદકાકા છેક ચોતરા પાસે આવી ઊભા રહ્યા. તે બોલ્યાઃ

"સુરેશ મને લાડકો હતો. તેના બાપને મેં ખોળામાં રમાડેલો. સુરેશ પણ મારાજ ખોળામાં જાણે મોટો થયેલો. તેનું જીવન સરળ સીધું હતું. વારૂ, તેનો કોઈપણ શત્રુ હોવાનું તારા જાણવામાં છે, પ્રતાપ?"

"મને કાંઈ ગમ પડતી નથી, કાકા—પણ—આપઘાત તો ન હોય? જ્યુરી સમક્ષ મને સૂચન કરવું ઠીક ન લાગ્યું."

એ આપઘાત નથી, પ્રતાપ. એ ખૂન છે. નિર્દય, ક્રૂર, નીચ, હલકટ ખૂન. પણ વારૂ આ પરલા આંકડા પરથી કાંઈ સમજ પડે છે? એમાં કાંઇ ભેદ માલૂમ પડે છે?"

"ખરૂં કહું છું, કાકા, મારૂં મગજ કામ કરતુંજ નથી."

"યોગ્ય છે. આ ઘા જેવો તેવો નથી, હું પણ સૂનમૂન થઈ ગયેલો. પણ ઘણા ઘા ખમેલા ને, એટલે મેં સ્વસ્થ થઈ વિચાર કરવા માંડયો. સુરેશને શત્રુ કે અનિષ્ટવાંચ્છુ કોઇ નહોતો, એની મારી ખાત્રી છે. ગૃહ—કલેશનો સંભવજ નથી. પૈસા ટકા સંબંધી તેને ચિન્તા નહોતી. તો પછી આ બનાવ બન્યો શી રીતે? વારૂં, સુરેશ અહીં આઠ વાગ્યે આવ્યો. જરૂર કોઇને મળવાજ, નહિતર, આમન્ત્રિત મિત્રોને છોડી અંધારી રાત્રે અહીં આવવાનું કારણજ નહોતું. એટલે આવનાર માણસ પોતાને મળવા આવવાનો છે એ તેની ખાત્રીજ હોવી જોઇએ. વળી આવનાર માણસ પરિચિત હોવો જોઇએ. દીવાનખાનાનાં બારણા પાસે વરંડામાં ખુરસી નાખી હું સાત વાગ્યાનો બેઠો હતો. આગલે દરવાજેથી કોઇ આવ્યું નથી, એની મને ખાત્રી છે. આવનાર માણસ બાજુના વિકેટ—ગેઈટ પરથી સીધો ચોતરે આવ્યો હોવો જોઇએ—આ અંધકારમાં નાનો ચોતરો અપરિચિત

માણુસ શોધી શકે નહિ, વળી અપરિચિત માણુસને આવી અંધકારમય જગ્યામાં સુરેશ મળવા બોલાવે પણુ નહિ. તેથી આવનાર માણુસ પરિચિત, ઘરના દરેક ભાગથી સુપરિચિત હોવો જોઇએ. વળી અંધકારમાં જેને એકલા મળવાનું સુરેશે કબૂલ કર્યું. તે માણુસના પર સુરેશને અવિશ્વાસ નહિ હોય; તેથી તે તેનાં પરિચિત વર્તુલમાંનો કોઇ હોવો જોઇએ આટલે સુધી હું વિચાર કરી શકું છું. પણ પરિચિત વર્તુલમાંથી કોણુ હોવો જોઈએ, તેની કલ્પના થઈ શકતી નથી. તું કાંઇ કલ્પી શકે છે?"

બુઢ્ઢા વૈદકાકાની વાત સાંભળતાં પ્રતાપનો જીવ તાળવે ચોંટી ગયો હતો, અને હૃદય બંધ પડી જશે કે શું એવી લાગણી તે અનુભવી રહ્યો હતો. છેવટનાં વાકયોએ તેની ચિન્તા કાંઈક ઓછી કરી. મહા પ્રત્યને તે બોલ્યો:

"કોણુ હોઇ શકે? વૈદકાકા?"

"તેજ પ્રશ્ન છે. વારૂ હવે આ આંકડા. તેનો મેં ખૂબ અભ્યાસ કર્યો. ખૂની છરી ભોંકી નાઠો હશે. પડતાં પડતાં સુરેશે ચોતરાની કોર પકડી હોવી જોઇએ. પેન ત્યાં શી રીતે આવી તે સમજાતું નથી. ગમે તેમ, પણુ પોતાનું ગોઝારું ખૂન કરનારને પકડાવી દેવાનો જરૂર તેને વિચાર આવે એ સ્વભાવિક છે. માટેજ હું ધારૂં છું કે આ આંકડા નથી. એના ગર્ભમાં અક્ષરો રહેલા છે: હવે જો"–કહી વૈદકાકાએ ગજવામાંથી કાગળ કાઢી તે ચોતરા ઉપરજ પહોળો પ્રસાર્યો. તેણે આંકડો બતાવ્યો: ૫૨૮ાા–પછી બોલ્યા: હવે સાંભળ: આ પાંચનો આંકડો છે, તેને બદલે આપણે 'પ' (મૂળાક્ષર)

વાંચીએ, એને બદલે 'ર' (મૂળાક્ષર વાંચીએ) એટલે તેણે પર લખ્યું. તેનું જોર ઘણું ક્ષીણ થઇ ગયું હોવું જોઇએ. આ 'ટા' છે, તેની પાણો જોડીને સરખી લખીએ તો 'તા' થાય છે. જો તેને એક ક્ષણ, એકજ પળ, જીવનની વધારે મળી હોત, તો મારી ખાત્રી છે, કે એણે 'પ' લખ્યો હોત અને આપણે

'પરતાપ' વાંચી શકત!"

પ્રતાપ સફેદ પૂણી જેવો વિવર્ણ થઇ ગયો. એક પળ એનું મગજ બહેર મારી ગયું. તે મૂઢ બની ગયો—પણ માત્ર બેજ પળ. વસ્તુસ્થિતિની ભયંકરતા એ સમજી ગયો. પોતે ખૂન કરનાર તરીકે પકડાયો છે એ ભાન થતાંજ તેની આંખમાં ચમક આવી; ઓસરી ગયેલું લોહી એકદમ ચઢી આવ્યું. આંખો લાલ બની ગઈ. હોઠ બીડાયા, દાંત કચકચ્યા, તેનો હાથ...

અનુભવી વૈદકાકા તેના તરફ મીટ માંડી રહ્યા હતા—એકાએક પાછા હઠી તેણે ત્રાડ મારીઃ

"હરામખોર!" અને તાળી પાડી.

પ્રતાપ ગુંચવાયો—એટલામાં આજુબાજુમાં સળવળાટ થયો, પગલાં સંભળાયાં—પ્રચંડ ચાર સિપાઇઓએ આવી તેના હાથ જકડી તેમાં બેડી સેરવી દીધી.



# ભૂતોની મૈત્રી

ત્રિલોચનને પત્નીનાં મૃત્યુનો આઘાત તીવ્રરીતે અસહ્ય લાગે તેમાં નવાઇ નહોતી. વંદના અદ્‌ભુત સ્ત્રી હતી; ત્રિલોચનની પ્રેરક શક્તિ, જીવન-સંગિની હતી; મધુર મોહક પ્રકૃતિ, નિરન્તર સ્મિતાચ્છાદિત મનોહર વદન, અને લાલિત્ય અને સૌકુમાર્યનું એ મૂર્તિમન્ત પ્રતીક હતી. અજની ઈન્દુમતી, गृहिणि सचिवः मिथः सखी प्रियशिष्या ललिते कलाविधौ, ભલે કાલિદાસની માત્ર કલ્પનાસ્થ મૂર્તિ હોય, ત્રિલોચનની વન્દના તો જીવન્ત પ્રતિમા હતી.

આવી પત્નીનાં અણધાર્યાં નિધનથી ત્રિલોચનને સંસારમાં રસ રહયો નહિ. તેના આદર્શો, તેની ભાવનાઓ, જીવનવહનની પ્રેરક અને સંચાલક શક્તિઓ, રસ, આનન્દ સર્વ લુપ્ત થયાં—અને તેથીજ મારે તેની વધારે નિકટ જવું પડયું. મારી સાથે તેની જે ઘનિષ્ઠતા હતી, તે ઘનિષ્ઠતાને મારે વધુ ગાઢ કરવી પડી—નહિતર ત્રિલોચન જગતમાંથી સર્વથા ભુંસાઇ જાય એમાં શંકા નહોતી. અને તેથીજ મેં તેને કહ્યું:—

"આપણે લાંબા પ્રવાસે નીકળી પડીએ. આ શોકઘેરાં વાતાવરણને છોડી, ગૂજરાત કાઠિયાવાડના નિરનિરાળા પ્રદેશોમાં આપણે રખડી આવીએ. તારા જીવને કાંઇક શાન્તિ મળશે.

તેણે કહ્યું, "વન્દનાની સ્મૃતિ જાગૃત રાખનાર આ ઘેરી શાન્તિજ મને પ્રિય છે. અન્ય શાન્ત મને ઇષ્ટ નથી."

"વન્દનાને હૃદય સાથે રાખીને પણ તું આ વાતાવરણ ત્યજી શકે છે. વન્દનાનો સહચાર અત્રૂટિત છે, એમજ માનીને આ પ્રવાસ કરવાનો છે.

મારા ઘણા આગ્રહને અંતે તેણે કહ્યું, "ભલે."

અને અમે ગૂજરાતનાં અનેક સ્થળો, શહેરો, ગામડાંઓ, ખેતરો, બાગબગીચાઓમાં રવડતા રખડતા, અન્તે કાઠિયાવાડ પહોંચ્યા. ભાવનગર, તળાજા, વેરાવળ એમ સમુદ્રકાંઠે હવે અમે પરિભ્રમણ શરૂ કર્યું. સાગરનાં અતલ ઉંડાણમાં અને તેનાં ઘેરાં ગાંભીર્યમાં મનુષ્યહૃદયના ઘેરામાં ઘેરા ભાવોને પોષવા અને ઉત્તેજવાનું સામર્થ્ય રહેલું છે. ત્રિલોચનને સમુદ્રનું આ ધીર ગંભીર વાતાવરણ ઘણું ગમતું, મને પણ આવું વાતાવરણ અનુકૂળ આવતું.

એવામાં એક અચિન્તિત પ્રકારે અમને એક અદ્ભુત ઘેરો અનુભવ થયો.

વાત આમ બની.

અમારો પ્રવાસ રખડપટ્ટીનો હતો. ગામેગામ, પગપાળા, ન છૂટકે ગાડાંમાં કે આગગાડીમાં, અમે મુસાફરી કરતા. એક સમુદ્રને કિનારે આવ્યા પછી, નાની હોડીઓમાં, કે કિનારે કિનારે એક ગામડેથી બીજે ગામડે કે નેસડે અમે પગપાળા ફરતા. ત્રિલોચનનું ગાંભીર્ય ઓછું થયું નહોતું; માત્ર હૃદયના ઉંડાણમાં એ ઊતરી પડતું લાગ્યું. ઘેરાં સરોવરનાં સપાટી પરનાં

જળની માફક તેની મુખમુદ્રા સામાન્યતઃ પ્રસન્ન રહેતી, એટલું જ.

એક સાંઝે અમે એક નાનકડે ગામડે આવ્યા. ગામમાં માત્ર થોડાં ખારવાઓનાં, એક બે સુતારનાં કે એવા કોઇ સામાન્ય શ્રમજીવીનાં ઝુપડાં સિવાય કાંઇ જણાતું નહોતું.

એક સુતારને ત્યાં જ અમે સાંઝ વીતાવી. રાત્રે ત્યાં સૂઇ સવારે નીકળી પડવું એવો મનસુબો કરેલો. રાત્રિના દશેક વાગ્યા હશે. ઝુપડાંની બાંધણી ખામી ભરેલી હતી તેથી, કે અતિશય ગરમી લાગતી હતી તેથી, અમને બન્નેને અકળામણ થવા લાગ્યું,

ત્રિલોચને કહ્યું: “આના કરતાં દરિયા કિનારે લટાર મારવી સારી.” મને પણ એ રુચ્યું. રવજી સુતારને અમે કહ્યું: “અમારા ખાટલા બહાર ફળિયામાં જ ઢળાવો. અમે દરિયા કિનારે ચક્કર મારી આવીએ. વહેલું મોડું થાય, તો તમારે ચિન્તા નહિ.”

રવજીએ કહ્યું: “ભલે. પણ એક વાત કહી દઉં. દરિયાને કાંઠે અડધોક ગાઉ જતાં એક નાનકડી ખાડી આવે છે. ખાડીની ત્રણે કોર ટેકરાઓ છે. તેને છાંડીને જ્યાં જવું હોય ત્યાં જાજો.”

“કેમ એમ ?”

“ત્યાં કોઈ જાતું નથી. ભો જેવું છે. રાત્રે ત્યાં કાંક દેખાય છે. હબકી જવાય એવું છે, એમ કહે છે.”

“ઠીક છે એતો ભલા ! જોઇશું,” કહી અમે નીકળી પડયા. એવાં ‘ચરિતર’ કે ભૂતપલિતની વાતોમાં અમે માનતા નહોતા.

અને છતાં, કોણ જાણે કેમ, નેસની બહાર નીકળતાં જ કોઈક અગમ્ય ઘેરા વિષાદની છાયાએ અમારાં હૃદયો આવરી લીધાં: અગમ્ય ઘોર, અકલ્પ્ય લાગણીના ઓળાના તરવરાટે અમારાં હૃદયના ધબકારાને ત્વરિત કરી નાખ્યા.

રાત અંધારી હતી. માત્ર તારાઓ ટમટમી રહ્યા હતા. આગળ પાછળ અફાટ ધરતી હતી. ડાબા હાથ તરફ એવો જ અફાટ, રાતને સમયે ઘોર, કરાળ લાગતો સાગર પથરાયેલો હતો. વાતાવરણમાં ભયંકર નીરવતા હતી. ઝાડો કોઈક કોઈક સ્થળે આવતાં, પણ તે પણ આ રાત્રિના અંધકારમાં કોઈ એકલવાયાં ભૂત જેવાં દૂરથી દેખાતાં.

કેટલીક પળ અમારાંમાંથી કોઇ બોલ્યું નહિ. પછી મેં કહ્યું:

"આજની નીરવતા ભયંકર છે. ખબર નથી શાથી, પણ કોઈક ઘેરો ભય મનને આવરી લે છે."

ત્રિલોચને કહ્યું: "હૃદયની ઘોર નિઃસ્તબ્ધતાનો બહાર આવિષ્કાર થઇ રહ્યો છે, એટલું જ. બાકી તો જીવન એજ ભયંકર ઘોર અરણ્ય નથી?" દૂરની ટેકરી પરથી ચીબરી બોલી; ત્યારે જ અમને ભાન આવ્યું કે જ્યાં જવા રવજીએ અમને ચેતાવ્યા હતા એજ સ્થળની પાસે અમે આવી પહોંચ્યા હતા.

પણ અમારાં હૃદયમાં ભૂત ડાકણનો ભય હતો જ નહિ. એવી વાતોમાં અમને ખાસ શ્રદ્ધા નહોતી.

કોણ જાણે કેમ, એ ટેકરી તરફ જ અમે આકર્ષાયા. ત્રિલોચને કહ્યું: "ટેકરી બહુ ઊંચી નથી. વળી દૂર દૂર સુધી

ત્યાંથી સમુદ્ર દેખાશે. આ ભયંકર રાત્રિનો ઘોર અનુભવ કરી લેવો એજ ઠીક છે.” મેં ડોકું ધુણાવી હા કહી.

થોડા જ વખતમાં અમે તે ટેકરી પર ચઢી ગયા. એક ખડબચડી શિલા પર લગોલગ અમે બેઠા.

આટલા વખતમાં અમે ભાગ્યેજ વાતો કરી હતી. કોઇ અગમ્ય પ્રેરણા થતી હતી કે આજે કોઇ અભૂતપૂર્વ અનુભવ થવાનો છે.

અમારી સામે ભયંકર ઘૂઘવાટ કરતો વિશાળ સમુદ્ર પડયો હતો. જમણી બાજુ ટેકરીની નીચે સર્પાકારે ખીણ પથરાઇ હતી. ઓટને લીધે તેમાં પાણી નહોતું. કોઇ કોઇ સ્થળે ખાબોચિયાં; બાકી સમગ્ર ખાડીમાં કાળો કાદવ. અમારી પાછળ, થોડેદૂર, બે ત્રણ વૃક્ષો હતાં. રાત્રિ નિઃસ્તબ્ધ વહ્યે જતી હતી. તમરાંનો ચીબરીનો કે કોઇ કોઈવાર માળામાનાં કોઇ પક્ષીની પાંખના ફડફડાટનો અવાજ એ ભીષણ શાંતિનો ભંગ કરી વાતાવરણને વધારે ભીષણ કરતો હતો.

લગભગ અડધો કલાક આમ વીતી ગયો.

પવન બીલકુલ નહોતો. ક્વચિત સમુદ્ર તરફથી પવનની લહેરખી આવતી, એટલુંજ.

છતાં એકાએક કોઈ ભયંકર સુસવાટામાં સપડાયું હોય તેમ અમારી પાછળનું ઝાડ હાલી ઊઠયું ને ડાળીઓનો રૂક્ષ ખડખડાટ અને પક્ષીઓના ચિત્કાર ગગનને ભેદી રહયા. અમે સફાળા ઊભા થઇ ગયા અને પાછળ જોયું. બીજાં વૃક્ષો તદ્દન સ્થિર ઊભેલાં હતાં. પવનનું નામ નહોતું. આજુબાજુના ઘાસનું તણખલું પણ હાલતું નહોતું, તેવે સમયે આ એકજ ઝાડ કેમ કંપી ઊઠયું ? અમારી

દૃષ્ટિ ઝાડ પર સ્થિર થઇ ગઇ. એક ક્ષણ, બે ક્ષણ, ને ભયંકર ખડખડાટ હાસ્ય ઝાડની ડાળીઓ ઉપરથી અમે સાંભળ્યું. એક બીજાના હાથ સજ્જડ પકડી અમે નાસવા પ્રયત્ન કર્યો, પણ અમારા પગ બળજબરીથી જાણે ભૂમિ સાથે કોઈએ જકડી દીધા હોય એમ અમને લાગ્યું. એટલામાં "વાઉ, વાઉ, વીરીરી-રીરી રીરી, વીરીરીરીરી રીરી" અવાજ સંભળાયો. અમારાં હૃદય બેસી જવા લાગ્યાં. અંગો ક્ષણમાં પરસેવાથી રેબઝેબ થઇ ગયાં. ઇન્દ્રિયો જાણે બહેર મારી જવા લાગી. એક ક્ષણ પછીજ કોઇ એક ભયંકર કાળો પડછાયો—વીખરાઇ ગયેલા વાળ, તીક્ષ્ણ બેડોળ બહાર નીકળી પડતા દાંત, કોડી જેવી સ્થિર પણ ઝગારા મારતી આંખો; અને હાથ પગ ન દેખાય એવો ભયંકર કાળો ઝભ્ભો—આવો પડછાયો દૃષ્ટિગોચર થયો. તેનાં ફૂલી ગયેલાં નસ્કોરાં તમતમતાં હતાં, હોઠ કચકચી રહ્યા હતા, અને એ ભયાનક આકૃતિની પેલી બે તીક્ષ્ણ આંખો અમારા પર સ્થિર થઇ રહી હતી—એકજ પળ, અને પાછું એજ ખડખડાટ હાસ્ય પાછો એજ "વાઉ, વાઉ, વીરીરીરીરીરી, વીરીરીરીરીરી" અવાજ —અને—એ પડછાયો અમારા તરફ ધસ્યો. અમે જમીન પર ફસડાઈ પડયા. એ કાળી આકૃતિ અમારા માથાપર અધ્ધર ગોળ ચક્કર ચક્કર ફરવા લાગી. તેને લીધે ઉત્પન્ન થયેલા શીત પવનનો અમને સ્પર્શ થયો. અમારા શરીર બરફ જેવાં ઠંડાં થઇ ગયાં—આંખો મીંચાઇ ગઈ—અને—અને—ભયંકર અંધકાર.

પછી શું થયું એની અમને ખબર રહી નહિ.

અમારી આંખ ઊઘડી ત્યારે રવજી, તેની પત્ની, ધનો ભરવાડ, લાખો રબારી, અને નેસનાં કેટલાંક સ્ત્રી પુરુષો અમારા ખાટલાની આસપાસ ગૂંચળું વળી બેઠાં હતાં.

અમે બેભાન અવસ્થામાં આખી રાત પડી રહેલા, અને અમને શોધવા નીકળેલા રવજી અને ધનાએ અમને ટેકરી ઉપર પડેલા જોયેલા. જેમ તેમ નીચે ઉતારી એક ગાડાંમાં નાખી અમને ઘેર લાવેલા, એ બધું પાછળથી અમે જાણ્યું.

બે દિવસ પછી લાખા રબારીએ અમને વાત કહી—વાત કહેવાને તે આતુર નહોતો, પણ અમારો ભય ઘણે અંશે નષ્ટ થયો હતો; અમારામાં કુતૂહલ જાગૃત થયું હતું, ને વાતનું મૂળ જાણવા અમે આતુર હોવાથી, તેણે અમને, અચકાતાં અચકાતાં એ વાત કરી.—

"ત્રણેક વર્ષ થયાં હશે. તમે જેમ રખડવા નીકળ્યા છો તેમ ફરતાં ફરતાં અહીં કોઇ બે પુરુષ અને એક સ્ત્રી આવેલાં. એક રાતજ રહેવાનાં હતાં. અહીં એક શંકર કરીને બ્રાહ્મણ રહેતો હતો. હાલ તે મૃત્યુ પામ્યો છે. તેને ઘેર બીજું કોઇ ન હોવાથી રાતવાસો ત્યાં રહેવાનું એમણે નક્કી કરેલું. રાત્રે તેમણે વાળુ કર્યું. રાત અજવાળી હતી. ચાંદામામા ગોળ થાળી જેવા. પેલી બાઈને ફરવાનું મન થઈ આવ્યું. બે પુરુષો અને બાઇએ શંકર મહારાજને પૂછ્યું: "હોડી મળશે ? દરિયા પર ફરી આવીએ." અમારા ગામમાં ફરવાની હોડી હોય શાની ? પણ એક મલ્લુ ખારવો રહેતો હતો. એની એક નાનકડી હોડી હતી. તેને ગમે તેમ સમજાવી, ઘણા પૈસા આપવાના કરી તેની હોડી તેમણે લીધી. મલ્લુએ જાતે આવવા ના કહી. પણ પેલા ભાઇઓમાંથી એકે કહ્યું: "હોડી અને હલેસાં હશે તો બસ. હાંકનારની જરૂર નથી."

મલ્લુની સ્ત્રીને શંકર મહારાજે મહેમાનોનાં કામકાજ માટે બોલાવેલી. પેલી બાઇએ કહ્યું: "કાળી, હોડીમાં આવવું છે?" કાળી તૈયાર થઇ ગઇ.

હવે મલ્લુ ને કાળીનો ઇતિહાસ જરા જાણવા જેવો છે. કાળી બીજી વારની, કામે કાજે સારી. રૂપાળી પણ ખરી. પણ અદેખી અને વહેમી. મલ્લુ પહેલેથીજ જરા રંગીલો. પરણ્યા પછી થોડાજ વખતમાં ઘરમાં કજિયો પેઠેલો. કોળણ, વાઘરણ, રબારણ, કોઇ હારે મલ્લુને વાત કરતાં જુએ તો એનો મિજાજ જાય. પછી ગાળાગાળી, મારામારી. મલ્લુ મારતો પણ બહુ, એવી ના નો કહેવાય.

ઠીક. બોલી હોડીમાં બેસી બોલ્યાં ત્રણે જણાં અને કાળી નીકળ્યાં. પછી શું થયું એની અમને નક્કી ખબર નથી. દોઢેક ગાઉ પર દરિયા કાંઠે પર નાનટડો બેટ આવે છે. ત્યાં હોડી દેખાયેલી, એમ એકબે જણાં કહે છે. ત્રણેક કલાક પછી હોડી પાછી ફરી. બારેક વાગ્યા હશે; પેલી ખાડીથી થોડે દૂર હોડી હતી, પછી શું થયું એ કોઇને ખબર નથી. પણ હોડી નક્કી ઉંધી વળેલી. કાળીનું મડદું આ ખાઇમાં તણાઇને આવ્યું. પેલી બાઇ ને પેલા બેમાંથી એ બાઇ અને એક પુરુષનાં મડદાં જરા આઘેરાં—આંહીથી અડધા પોણા ગાઉ પર ની[illegible] બીજા પુરુષનું શું થયું એ ખબર નથી. બસ, ત્યારથી ખાડી પરની આ ટેકરીમાં ચરિતર થાય છે. રાત્રે બાર વાગ્યે. ઘણાયે જોયેલું. આજે તમે પણ જોયું."

"મલ્લુ કયાં છે?"

"આઠેક દિવસ તો ગામમાં હતો. એક રાતે અહીં આવેલો ને આ રવજી હારે બેસી ચલમ ફૂંકેલી. તે દિ' ગમગીન દેખાતો 'તો. સવારે ખબર પડી કે મલ્લુ ગામ છોડી કયાંક ચાલી ગયો છે. એનો હજુ પત્તો લાગ્યો નથી."

"જ્યાં પેલા ભાઇ ને બાઇનાં શબો નીકળ્યાં ત્યાં કાંઇ ચરિતર જેવું ખરું કે?" મેં પૂછ્યું.

રવજીએ કહયું; "એકાદ બે વાર કોક કોકે ત્યાં હાલચાલ જોયેલી ખરી. પણ ખાસ બીવા જેવું લાગ્યું નહિ. હાલ તો ત્યાં ભો નથી. કોક સાધુ બાવા ગયાં વરસથી ત્યાં નાનકડી ઝુંપડી બાંધી રહયા છે. કોઈને બહુ હળતા મળતા નથી, પણ એને કદી ભો લાગ્યો નથી."

બીજે દિવસે અમે નેસ છોડયું. અમારા હૈયાં હજી ભારી હતાં. ભયનો ત્રાસ તો ઓસરી ગયેલો, પણ અમે બન્ને ગંભીર થઇ ગયેલા.

કયાં જવું તે નક્કી નહોતું. ગામ બહાર સીમને માર્ગે પડતાં ત્રિલોચન બોલ્યો: " થાય છે કે જાણે પેલા સાધુની ઝુંપડીએ આપણે જઈએ.

"મારાજ મનની વાત તેં કહી, ત્રિલોચન," મેં કહયું. પાંચેક વાગ્યે અમે સાધુની ઝુંપડીએ આવી પહોંચ્યા.

સાધુ યુવાન વયના હતા. મુખમુદ્રા પ્રસન્ન ગંભીર. શરીર એકવાર ઘણું મજબૂત, દૃઢ હશે. નયનોમાં અદ્ભુત ચમક. એમાં દૃઢતા હતી, છતાં એમાંથી કરૂણા, સ્નેહ અને મમતા નિર્ઝરતાં લાગતાં.

અમે પ્રણામ કર્યાં અને બેઠા. સાધુ એકલા રહેતા. દિવસે બાજુના નેસમાંથી એક ભીલનો છોકરો રોજ આવતો. ઝુંપડીનું સાફસુફી વગેરેનું કામ તે કરતો. સાધુ પોતાનું ખાવાનું પોતેજ પકાવતા. કોઇના હાથનું કદી ખાતા નહિ. ગામના લોક, મુસાફર વગેરે અનાજ કે એવું પૂરૂં પાડતા. હાથે રાંધતા એટલે એને ત્યાં જમનાર કોઈ રોકાતું નહિ. છતાં અમારા જેવા કોઇ આવી ચઢતા, તો આગ્રહ કરી ભાખરી, દહીં કે એવું જે કાંઇ હોય તે આગ્રહપૂર્વક જમાડતા.

સાધુની એકજ માત્ર ધૂન હતી. રાત્રે ઝુંપડીએ કોઇને રહેવા દેતા નહિ. અંધકાર થયે સૌને વિદાય કરી દેતા. રાત્રેજ તેમને એકાંતવાસમાં સાધના શકય હતી એમ કહેતા.

અમે સાંઝે પાંચેક વાગ્યે ત્યા પહોંચ્યા હોઇશું. પેલો ભીલનો છોકરો હજુ ત્યાંજ હતો. અમે પાણી પીધું. આમ તેમ વાતો કરી, એટલામાં સાંઝ પડવા લાગી. ભીલના છોકરાને સાધુએ રજા આપી.

સાધુએ ત્રિલોચનને પૂછયું: "તમારાં મુખ પર શોકની ઘેરી છાયા દેખાય છે. કોઇ ઘેરું દુઃખ તમારા હૃદયને આવરી રહ્યું છે. હું તો સાધુ છું. સંસારી વાતો જાણવાની હવે મને ઇચ્છા રહી નથી. પણ એકવાર હું પણ સંસારી હતો. તમારું દુઃખ જાણું તો કાંઇક સલાહ આપી શકું. તમારી ઇચ્છા હોય, અને દુઃખ ન થતું હોય, તો તમારો ઇતિહાસ કહો. પ્રવાસીજનને વધુ આગ્રહ હું કરી શકું નહિ."

ત્રિલોચનના વતી મેં જ તેને બધી વાત કહી. સાધુએ ધૈર્યપૂર્વક બધું સાંભળ્યું. મારા આખા ઇતિહાસ–કથન દરમ્યાન સાધુ એક પણ શબ્દ બોલ્યા નહિ.

ત્રિલોચનનાં હૃદયનાં ઊંડા શલ્યની વેદનાની વાત પરિપૂર્ણ-પણે સાંભળ્યા પછી તેણે ત્રિલોચનને પૂછ્યું: "વન્દનાને તમે ભૂલી શકતા નથી ?"

"હૃદય ધબકે છે ત્યાં સુધી એ શકય નથી."

"યોગ્ય છે. મને આશ્ચર્ય થતું નથી."

બે ત્રણ પળ મૌનમાં વીતી ગઈ.

એકાએક સાધુએ ત્રિલોચનનો હાથ પકડી કહ્યું: "રાત શરુ થવા આવી છે. મારી ઝુંપડીમાં રાતવાસો હું કોઈને રહેવા દેતો નથી. પણ તમે રહો એમ હું ઇચ્છું છું. પણ એક વાત કહી દઉં. મધરાતે મારી ઝુંપડીની પાછળ દરિયા કાંઠે ભૂતો દેખાય છે. કહો, રહેવાની હિમ્મત છે ?"

મેં ત્રિલોચન સામે જોયું. એજ દિવસ પર જે ભયંકર દૃશ્ય ટેકરી પર અમે જોયેલું, તેની વાત સાધુને અમે કરી.

"ત્યારે તો તમારે અહીં રહેવું જ પડશે, હું છું એટલે ભયં નથી."

સાધુએ બનાવેલી ભાખરીઓ અને દૂધ અમે ખાધાં, અને વાતચીતમાં પડયા.

રાતના બાર વાગવા આવ્યા, એટલે સાધુએ કહ્યું, "પાછળ દરિયા કિનારે ચાલો. મારી સાધનાનો સમય થયો છે."

અમારાં હૃદય થથરી ઊઠયાં. હજુ પેલું દૃશ્ય ભુલાયું નહોતું. તે ઘોર મલિન કાળો પડછાયો હજુ અમારી આંખ સમક્ષ જાણે રમતો હતો. ત્યાં આ નવીન ભૂતો જોવાનાં ? પણ

સાધુ સાથે હતો તેથી, અથવા કોઈ અગમ્ય કારણથી, આ વખતે અમારાં હૃદયને બહુ ભય લાગ્યો નહિ.

અમે દરિયા કિનારે રેતીપર ગયા. એક સ્થળે જ્યાં સાગરનું પાણી તીરને અથડાતું હતું, ત્યાં કાળો મોટો ખડક હતો. સાધુએ કહ્યું: "અહીં બેસો. રજપણ ગભરાશો નહિ. આ ભૂતો તો મારાં પાળેલાં છે."

સાધુ પળવાર મૌન ધારણ કરી રહ્યો. તે કશુંક ગણગણતો હોય એમ લાગ્યું. પછી તેણે પોતાનો અંચળો કાઢી રેતીપર મૂકયો ને તેને શિલા મૂકી, બંડી પહેરણ કાઢી, કછોટો વાળી તે દરિયાના પાણીમાં જવા લાગ્યો. થોડે દૂર તે જઈ તરવા લાગ્યો.

અમે દિઙ્મૂઢ થઇ આ જોયા કરતા હતા. રાત અંધારી હતી. આસપાસ નિઃસ્તબ્ધ શાંતિ હતી. આકાશમાંના તારાઓ માત્ર ઝાંખો પ્રકાશ આપી રહ્યા હતા.

પણ તે રાતના જેવો ભય આજે લાગતો જ નહોતો. સાધુનું સાન્નિધ્ય ધૈર્યપ્રેરક હશે.

લગભગ પચાસેક વાર તરતો તરતો ગયા પછી સાધુ વચ્ચે સ્થિર થઇ ગયો. નાનકડો ખડક હોવો જોઈએ. તેના પર એ સ્થિર ઊભેલો લાગ્યો. આશ્વાસન અર્થે બે હાથ અમારી દિશામાં ઊંચા કરી દૃઢ રીતે તેણે ઊભાં ઊભાં આકાશ તરફ મીટ માંડી— જાણે ઊભે પગે તપ આચરતો કોઇ તપસ્વી!

પાએક કલાક આમ વીતી ગયો હશે. અમે ગાઢ મૌન ધારણ કરી બેઠા હતા, અને સાધુ તરફ અનિમિષ દૃષ્ટિ વડે જોઈ રહ્યા હતા.

એકાએક આકાશમાં જાણે સફેદ વાદળ સરતું હોય એમ લાગ્યું. ધીમે ધીમે તે નીચે ઊતરતું હોય એમ લાગ્યું. વધારે નજદીક આવતાં તેમાંથી નખશિખ શ્વેત વસ્ત્રોમાં સજ્જ થયેલી બે આકૃતિઓ સ્પષ્ટ થવા લાગી. માત્ર મસ્તક, નેત્રો, આંખ, કાન ને હોઠ દેખાતા. અન્ય સર્વ અંગો શ્વેત—રૂના પોલ જેવાં—વસ્ત્રોથી ઢંકાયેલાં લાગ્યાં.

તેમનાં નેત્રોમાંથી જાણે કરુણા ઝરતી હતી. બન્ને આકૃતિઓ એકબીજાની નિકટ છતાં અસ્પૃષ્ટપણે આકાશમાં, બરાબર સાધુની સામે, સાધુના મુખથી દશ પંદર ફૂટ ઉંચે ચક્કર ચક્કર ફરતી જાણે નૃત્ય કરી રહી. સાધુ જાણે કાંઇક બબડયો. સમુદ્રનાં પાણીમાંથી અંજલિ ભરી એ અશરીર તત્ત્વો તરફ તેણે એ ઊડાડીઃ બેજ ક્ષણ પછી આકૃતિઓ ગંભીર સ્થિર થઈ ગઈ. એક આકૃતિ નીચે સરી; સરતાં સરતાં તેનો નીચલો ભાગ લગભગ સાધુના મસ્તક સુધી આવી રહ્યો. સાધુએ હાથ ઊંચો કર્યો. આકૃતિની શ્વેતતાનો તેને સ્પર્શ થયો કે નહિ તે ખબર પડી નહિ. આકૃતિ હવામાં અદ્ધર એક બે ક્ષણ રહી—; પછી ઊંચી થઇ, ને ધીમે ધીમે, બીજી આકૃતિ સાથે થઇ ગઈ. તરત જ પછી ધીમે ધીમે તે આકૃતિઓએ આકાશમાં ઉર્ધ્વ માર્ગે પ્રયાણ કર્યું. ત્રણ ચાર મિનિટમાં તે અદૃશ્ય થઈ ગઇ.

સાધુએ આકાશ તરફથી પોતાની નજર ખેંચી લીધી. ધીમે રહી ખડક પરથી તે પાછો પાણીમાં ઊતર્યો, અને તરતાં તરતાં અમે બેઠા હતા, તે શિલા પાસે આવી પહોંચ્યો. શરીર લૂછી તેણે પોતાના વસ્ત્રો પહેરી લીધાં. એક શબ્દ પણ તે

બોલ્યો નહિં. તે અસાધારણ રીતે ગંભીર થઈ ગયો હતો. ઇસારાથી તેની પાછળ આવવા અમને તેણે કહ્યું, અને અમે ત્રણે પાછા ઝુંપડીમાં ગયા.

દીવેલના દીવાના ઝાંખા પ્રકાશમાં સાધુના મુખ પરની પ્રસન્ન ગંભીરતા અમે જોઈ. અમે બેઠા. તેણે પણ આસન લીધું, અને પછી તે બોલ્યો:

"એજ મારી પ્રિયા સુવ્રતા અને મારો મિત્ર અભય !"

બીજે દિવસે પ્રાતઃકાળે એણે પોતાનો ઈતિહાસ ટૂંકમાં કહ્યો: "નિઃસીમ સ્નેહ જગતમાં અપરિચિત તત્ત્વ નથી; પણ તમારી ને અમારી પરિસ્થિતિની અસાધારણ સમાનતા જોઈ મારો ગુપ્ત છતાં સામાન્ય ઈતિહાસ જણાવું છું. ટૂંકમાં જ; કારણ તમે સહજમાં જ બધું સમજી જશો એ હું જાણું છું. ત્રિલોચન અને વન્દનાના પરસ્પર પ્રેમ ઉપરથી મારા અને સુવ્રતાના પ્રેમનું તમે માપ કાઢી શકશો." મને ઉદ્દેશીને તેણે કહ્યું, "અને તમારી અને ત્રિલોચનની પરસ્પર પ્રીતિ ઉપરથી મારી અને અભયની પ્રીતિનું પરિમાણ તમે સમજી શકશો. ખરું જોતાં અમે ત્રણ છતાં અમારાં હૃદય એક હતાં. હૃદય-ત્રિપુટી કરતાં ત્રિહૃદયૈકતા કહી શકાય. ત્રણ દેહ છતાં અમારામાં જાણે એક જ હૃદય ધબકતું હતું. અમારા ત્રણેના પરસ્પર સહચારમાં કદી પણ વિસંવાદી સૂર અમે અનુભવ્યો નથી.

અમે ગિરિનારની યાત્રાએ–અથવા કહો કે સફરે નીકળેલાં. અમને ત્રણેને જગતનું તળિયું જોવાનું મન થયું હતું. ધન કે સમયની અમને ચિન્તા નહોતી; તેથી અમે શહેરો છોડી ગામડે

ગામડે ફરતા અહીં–તમે ગયા હતા તે નેસડે આવી પહોંચ્યા. પછીની થોડી વાત તો તમે જાણી છે.

હોડીમાં ફરતા ફરતા અમે દૂર નીકળી ગયા. ચાંદની ખીલેલી; સમુદ્ર અનુકૂળ હતો; પવન પણ મન્દ મન્દ તાઝગી-ભર્યો વહેતો હતો. અમે ત્રણ આનન્દ કલ્લોલ કરતા, વારાફરતી હલેસાં મારતા હોડી હંકારતા હતા.

કાળી હોડીમાં હતી. આ પ્રદેશની ભોમિયણ તરીકે અમે એને લીધેલી. એ અમારા આનન્દ–કલ્લોલમાં ભળી શકી નહિ. નજ ભળી શકે એ સમજાય તેવી વાત છે. પણ એક બીજું પણ કારણ હતું, તેની મને પાછળથી ખબર પડી. મલ્લુ પર એને કાંઇક વહેમ ગયેલો, અને તેજ દિવસે એને તેની સાથે ખૂબ તકરાર રચેલી.

હોડી અમે પાછી વાળી. પાએક કલાકમાં અમે ઘેર પહોંચી જાત–પણ એમ થવા નિર્માયું નહિ હોય–" કહી તેણે દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો. ક્ષણવાર થોભી તે પુનઃ બોલ્યોઃ

"જે ખડક આગળ ઊભેલો તમે મને જોયો, તે ખડકથી દસબાર વાર અમારી હોડી રહી હશે. એટલામાં ભયંકર બનાવ બન્યો.

જે સ્થળે તમે બેઠા હતા, લગભગ એટલામાંજ એક પુરૂષ અને એક સ્ત્રી બેઠેલાં જણાયાં. અમારું ધ્યાન નહોતું, પણ કાળીની દષ્ટિ ત્યાં પડી. મલ્લુ જ ત્યાં કોઇ સ્ત્રી સાથે બેઠા છે એ એક ક્ષણમાં સમજી ગઇ હશે. એ સફાળી ઊભી થઇ અને બિભત્સ ગાળો દેતાં તેણે બૂમરાણ કરી મૂકયું. હોડી નાની હતી.

કાળી ઊભી થઇ ગઇ તે સાથે હોડીનું સમતોલપણું ગયું, અને અમે કાંઈ કરી શકીએ તે પહેલાં ભયંકર અવાજ સાથે હોડી આ આ ખડક સાથે અથડાઇ ઊંધી વળી ગઇ.

પાણી સાધારણ ઊંડું હતું. પણ હોડીની નીચેજ આવી જતાં અભય અને—અને સુવ્રતા ન કલ્પી શકાય તેટલી પળમાં પાણીમાં ગુંગળાઇ મૃત્યુ પામ્યાં હોવાં જોઈએ. હું ખડક સાથે જોરથી અથડાઇ પડયો હોઇશ–મારી ખોપરીમાં ઊંડો ઘા પડયો ને હું તમ્મર ખાઇ ખડક પર પટકાઇ પડયો અને બેભાન થઇ ગયો. કાળી પણ ઉથલી પડેલી. તે પહેલાં તો તણાઇ, પણ પછી તરતાં તરતાં ખાડી તરફ–જયાં તમે ગયા હતા તે તરફ–જવા લાગી. કાંઠા તરફ ન આવતાં એ તરફ કેમ ગઇ તે હજી મને સમજાયું નથી. મલ્લુ અને પેલી સ્ત્રી તે તરફ દોડી ગયાં હશે–એ કારણ હોવું જોઈએ એમ માનું છું. પણ ખાડી તરફ જતાં પહેલાં તેનો શ્વાસ ખૂટયો હશે–ગમે તેમ તેનું શબ ખાડીમાંથી બીજે દિવસે મળી આવેલું.

મલ્લુએ નેસડામાં અકસ્માતની વાત કરી હશે. નેસડાના લોકો દોડી આવ્યા. મને બેભાન અવસ્થામાં ઊંચકી ઘેર લઇ ગયા. અભય અને સુવ્રતાના શબનો પત્તો ન લાગ્યો.

મારું હૃદય તૂટી પડયું હતું. હું લગભગ દીવાનો થઈ ગયો હતો. બે ત્રણ દિવસ નેસડામાં શંકર મહારાજ–તેના જેવો ભલો માણસ તમને જગતમાં ભાગ્યેજ મળે–ના ઘરમાં રહ્યો. એ ભયંકર વાતાવરણમાં રહેવું અશકય લાગવાથી એક વહેલી સવારે, માત્ર શંકરનેજ કહીને, હું નેસડો છોડી ચાલી ગયો.

હું જુનાગઢ ગયો. પંદરેક દિવસ ત્યાં મેં કાઢયા.

મને ચેન ન પડયું. કોઈ અગમ્ય વૃત્તિથી પ્રેરાઈ હું પાછો આ નેસ તરફ આવવા નીકળ્યો. માર્ગમાંજ મને ખબર મળ્યા કે સુવ્રતા અને અભયના મૃત દેહ મળી આવ્યા હતા. નેસના લોકોએ તેને અગ્નિદાહ દીધેલો.

હું આ સ્થળે, આપણે બેઠા છીએ ત્યાં આવ્યો. મારાં હૃદય અને મગજ શૂન્ય થઈ ગયાં હતાં. તે વખતે સાંઝ પડી હતી. જે ખડક પર તમે કાલે રાત્રે બેઠેલા ત્યાં હું ફસડાઇ પડયો. મને મૂર્ચ્છા આવી ગઇ હતી.

મને ભાન આવ્યું, ત્યારે મધરાત થઇ ગયેલી. જીવનમાં હવે સાર રહ્યો નહોતો. મેં કપડાં ઉતાર્યાં, કછોટો માર્યો, અને જે ખડક પર અથડાઈ, મને પ્રાણથી પણ પ્યારાં સુવ્રતા અને અભય મૃત્યુ પામ્યાં હતાં, તે ખડક પરથી આપઘાત કરવાનો મેં નિશ્ચય કર્યો.

તરતો તરતો હું ખડક પર પહોંચ્યો. મૃત્યુ મને ઘણું મીઠું લાગતું હતું—જાણે મને મધુર સાદ પાડી રહ્યું હતું. હું દરિયામાં ઝંપલાવવા મારો દેહ ઉછાળું છું, ત્યાં એકાએક કોઇ બે આકૃતિ આકાશમાંથી સહસા મારી તરફ ઝપાટાબંધ ઊતરી આવતી મેં જોઈ. હું ચમકયો. ભય તો મને હતો જ નહિ—મત્યુને ભેટવા તો હું જ જતો હતો. એક ક્ષણમાં મારાં હૃદયે અને નેત્રોએ કહી આપ્યું કે તે આકૃતિ સુવ્રતા અને અભયની હતી. મારાં હૃદયને જાણે તેમણે પળવારમાં સમજાવી દીધું કે 'આપઘાત એ ભયંકર પાપ છે— તેથી તું અમને મળી શકશે નહિ.' થોડીક ક્ષણ પછી એ આકૃતિઓ અદૃશ્ય થઇ.

ત્યારપછી ત્રણ રાત સુધી મને આવોજ અનુભવ થયો. દર રાત્રે હું અહીં આવતો. મારી સુવ્રતા અને મારા અભયનાં દર્શન પામતો, ને પ્હો ફાટતા પહેલાં આજુબાજુના ગામડે ચાલી જતો.

ચોથી રાત્રે નિયમ પ્રમાણે હું આવ્યો, અને આખી રાત્રિ મેં ખડક પર ગાળી, પણ એ આકૃતિઓ નજરે પડી નહિ. છેક સવારે મને સ્વપ્ન આવ્યું. એ સ્વપ્નમાં સુવ્રતા અને અભયની આકૃતિઓ મને કહી રહી હતી: "હજી વાર છે."

આ સ્થળ મેં પછી છોડયું. મેં સાધુ વેશ ધારણ કર્યો. હિમાલયના પ્રદેશો, હરદ્વાર, વગેરે અનેક સ્થળોએ હું રખડયો. પણ ત્રિલોચનને જેમ હજુ શાન્તિ લાધી નથી, તેમ મને શાન્તિ લાધી નહિ.

ફરીથી કોઇ અકલ્પ્ય, અગમ્ય પ્રેરણા વડે હું અહીં ખેંચાઇ આવ્યો. સુવ્રતા અને અભયનાં દર્શનની મને તાલાવેલી લાગી હતી; તેમનાં દર્શન પામ્યા વગર મારું હૃદય ફાટી પડશે એમ મને લાગતું હતું. પ્રેરણા બળે હું ખેંચાઇ અહીં આવ્યો.

ફરી પાછી પૂર્વવત્ મેં આપઘાતની તૈયારી કરી. ફરી પાછી એ આકૃતિઓ દેખાઇ.

અને પછી તો, જાણે મારાં મનનો ભાર હળવો કરવા, અથવા મારું અકાળ મૃત્યુ અટકાવવા, ગમે તે કારણે, હરહંમેશ એ આકૃતિઓ આ પ્રમાણે આવે છે ને જાય છે. મેં અહીં ઝુંપડી બાંધી ને અહીં હું કાયમનો વસવાટ કરી રહ્યો. આ મારો ઈતિહાસ."

ત્રિલોચનને—અને મને પણ—સાધુનો—હરેશનો—સહવાસ ગમી ગયો. અમે ત્યાં રહી પડયા. રોજ રાત્રે અમે તીરપરની શિલા પર બેસીને, અને હરેશ ખડકપર ઊભો રહીને, પેલી આકૃતિઓનાં દર્શન મેળવતો.

એક દિવસ મુંબઈથી તાર આવ્યો. મારા વૃદ્ધકાકા બિમાર થઇ ગયેલા. મને તુરત તેડાવેલો. ત્રિલોચનને મેં મુંબઇ આવવા કહ્યું. ત્રિલોચન એકનો બે થયો નહિ. તેને સાધુનો સહવાસ ગમી ગયો હતો. તેનો વિષાદ હૃદયના અન્તર્ગત તલમાં પેસી ગયો હતો.

ન છૂટકે મેં ત્રિલોચનને છોડયો. હરેશ હતો એટલે મને ચિન્તા નહોતી. હું મુંબઇ આવ્યો. મારા કાકા મૃત્યુ પામ્યા. ક્રિયાઓ પતાવી લગભગ એક માસ પછી પાછો હું સાધુની ઝુંપડીએ આવી રહયો. મેં આગળથીજ મારાં આગમનની ખબર ત્રિલોચન અને હરેશને આપી દીધી હતી. તેથી તેઓ મારી રાહ જોતા હશે એ વિચારે ઉત્સાહમાં પ્રાતઃકાળના આઠેક વાગ્યે મેં ઝુંપડીમાં પ્રવેશ કર્યો—તો શું આશ્ચર્ય! દીવેલનો દીવો હજુ બળતો હતો. પથારીઓ ખાલી હતી. મારા હૃદયમાં ધ્રાસકો પડયો. હું દરિયા કિનારે દોડયો: જે શિલાપર હું ને ત્રિલોચન બેસતા, તેજ શિલાપર તેમનાં વસ્ત્રો પડેલાં. વસ્ત્રો નીચે નાની ચિઠ્ઠી. મને સંબોધીને માત્ર આટલુંજ લખેલું; "અમારો સમય આવી પહોંચ્યો. વન્દના, સુવ્રતા અને અભય પાસે અમે જઇ રહ્યા છીએ. તારો સ્નેહ કદી ભૂલાશે નહિ. ત્રિલોચન."

હું દિઙ્મૂઢ બની ગયો. પથ્થરના પૂતળાંની માફક કેટલોય વખત ત્યાં બેસી રહ્યો. ઝુંપડીમાં પાછો ફર્યો ત્યારે મધ્યાહ્ન થઇ ગયો હતો.

ભીલના છોકરાને મેં કહ્યું: "સાધુબાવા હવે આવશે નહિ. તે આ સ્થળ સદાને માટે છોડી ગયા છે."

સાંઝ મેં જેમ તેમ વીતાવી. રાત પડતાં હું કિનારે પેલી શિલા પર પાછો જઇને બેઠો. મારા હૃદયમાં કે મનમાં ભયનો અંશમાત્ર નહોતો.

અને તે રાત્રે મેં ચાર નહિ, પણ પાંચ આકૃતિઓ જોઇ. ખડક પરથી સરતી સરતી તે છેક મારા સમક્ષ, થોડે ઉંચે આવી રહી. નવીન આકૃતિઓમાં મને હરેશ, ત્રિલોચન અને વન્દનાનો આભાસ થયો.

એક આકૃતિ–ત્રિલોચનની જ–મારેથી થોડે દૂર રેતી પર જાણે ઊતરી આવી. હું દોડયો. પણ હિમશ્વેત અંચળાની કોર વડે રેતીમાં કોઇ અક્ષર પાડીને એ આકૃતિ અદ્ધર ઊંચી થઇ ગઇ. બે પળમાં પાંચે આકૃતિઓ અદૃશ્ય થઇ ગઇ—અને એ અફાટ સાગરના ભયંકર રેતાળ કિનારા પર હું એકલો, ભૂત જેવો ઊભો રહ્યો. સુભાગ્યે મારી પાસે ટૉર્ચ હતી. તેના પ્રકાશ વડે, રેતીમાં લખાયેલા વાંકાચૂંકા પણ સ્પષ્ટ અક્ષરો હું વાંચી શકયો:

"અમારું સ્થાન આ ભૂમિ નથી. દૂર, દૂર, અનન્તને પેલે પાર, અમારું સ્થાન છે. અમે ત્યાં જઇએ છીએ. હવે આ ભૂમિ

પર અમારું આગમન થશે નહિ. તારી 'ક્ષણ' હજુ આવી નથી. તે ક્ષણની અમે રાહ જોયા કરીશું—તું પણ જોજે."

બીજે દિવસે મેં ઝુંપડી છોડી.

હું મુંબઇ આવ્યો છું. જગત સાથે લગભગ સર્વ વ્યવહાર મેં તોડી નાખ્યો છે. મારા નિભાવ અર્થે જે થોડું ઘણું કામ કરવું પડે, તે શૂન્ય મને કરું છું. હું કોઇ સાથે ભળતો નથી. મને કશામાં રસ રહ્યો નથી. દર રાત્રે એ પંચાકૃતિઓનું સ્મરણ કરી કાંઇક શાન્તિ મેળવું છું, ને પેલી ક્ષણની પ્રતિક્ષણ રાહ જોતો મારો જીવનપથ કાપું છું.



# ડગલો અને લાકડી.

આકાશમાં ઘનઘોર ઘટા વ્યાપી રહી હતી. પવન સખ્ત ફુંકાતો હતો; સાંજના પાંચેક વાગ્યા હોવા છતાં અંધકારનું ઘેરું સામ્રાજ્ય ઝડપભેર વ્યાપતું હતું. મારે હવે જલ્દી ઘેર પહોંચી જવું જોઇએ એમ મને લાગ્યું. અને શહેર છોડી ઝપાટાબંધ મેં સણોર તરફ મારી સાઇકલ મારી મૂકી.

ગામડાંનો અનુભવ લેવા અને ગ્રામ–જીવનની મઝા માણવા ડભોઇથી દશેક માઇલ દૂર આવેલા સણોર નામનાં છેક નાનકડાં ગામમાં અમે ઘર ભાડે રાખ્યું હતું. પંદરેક દિવસ તો ખૂબ મોજ મજાહ કરી. ઓર નદીમાં સ્નાન કરવું, ચાંદોદ જવું, ત્યાંથી પનાઈઓમાં ફરવું–આવી બધી પ્રવૃત્તિઓમાં દિવસો ઉપર દિવસો જવા લાગ્યા. પણ એકાએક મામાને તાવ ચઢી આવ્યો, ડભોઈના ડૉકટરની ખાસ દવા શરૂ કરી. આરામ જેવું .પણ લાગ્યું. પણ આજે એકાએક મામાને ફરી સખ્ત તાવ ચઢી આવ્યો.

મારી પાસે સાઇકલ હતી. હું ઝંપાટાભેર ડભોઇ ગયો. ડૉકટરને મળ્યો. ગામમાં પરચુરણ કામ પતાવ્યું, ત્યાં તો વાદળાં ચઢી આવ્યાં, અને ઘેર જતાં મોડું કરવામાં સાહસ છે ધારી, ઉપર જણાવ્યું તેમ, મેં મારી સાઈકલ મારી મૂકી.

ડભોઇથી ચાંદોદનો રસ્તો સામાન્ય રીતે સારો ગણાય; ચાંદોદથી માત્ર દોઢેક માઇલ દૂર સણોર આવેલું છે; એટલે પ્રવાસ જરા લાંબો છતાં ખાસ અગવડભર્યો નહોતો.

પણ મારા ભાગ્યમાં આજે ભયંકર અનુભવ લેવાનું લખાયું હતું. ત્રણ ચાર માઇલની મજલ કપાયા પછી તરતજ ભયંકર ગાજવીજ સાથે વરસાદ તૂટી પડયો. પવનના સુસવાટા, વૃક્ષોની ડાળીઓના ખડખડાટ, ધોધમાર વરસાદના ઘેરા પ્રચંડ અવાજ, ને વહેતા પાણીઓના ખળખળાટથી વાતાવરણમાં રૌદ્રતા વ્યાપી ગઇ. થોડીજ ક્ષણમાં હું પાણીથી તરબોળ થઇ ગયો. કાદવમાં સાઈકલ ચલાવવી અશકય હતી; તેથી મારે ઊતરી જવું પડયું. મૂસળધાર વરસાદને લીધે વૃક્ષોનો આધાર નકામો હતો. અને અંધકાર વ્યાપતો જતો હતો. આથી રોકાવાનું નિરર્થક હતું. હું સાઇકલ પરથી ઊતરી પડયો ને સાઈકલને દોરતો એ કાદવકીચડવાળા માર્ગમાં થઇ માર્ગ કાપવા લાગ્યો.

—અને અધૂરામાં પૂરું. સાઈકલમાં 'પંકચર' પડયું:

બાકીની મજલ કેમ કપાશે એ વિચાર કરતો કરતો હું આગળ વધ્યો. મારાં કપડાંમાંથી પાણીની ધારા વહેતી હતી. મારી ટોપી, કોટ, ભીંજાઇને તરબોળ થઇ ગવાં હતાં. સાઇકલમાં 'પંકચર' પડયું હતું. અંધકાર વધતો જતો હતો; આવી સ્થિતિમાં મને કાંઇક ભય લાગવા માંડયો. 'પકચર' દુરસ્ત કરવાનાં સાધનો મારી પાસે હતાં; પણ આ વિશાળ ભયંકર સીમમાં, મૂસળધાર વરસાદની વચ્ચે 'પંકચર' દુરસ્ત કરવું અશકય તેમજ નિરર્થક હતું. હા—રસ્તામાં જો કોઈ ઘર આવે, તો ત્યાં જઈ, કપડાં નિચોવી, સ્વસ્થ થઇ, સાઇકલ દુરસ્ત કરી,

વરસાદ નરમ પડતાં આગળ વધી શકાય તેમ હતું; પણ આ સીમમાં ઘર કયાંથી હોય ? અને વરસાદ અટકવાનાં તો જરાયે ચિહ્ન નહોતાં !!

સાઇકલને ઘસડતો, ભીંજાતો, ખાડા ખાબોચિયાંમાં અથડાતો કુટાતો હું મારો માર્ગ કાપવા લાગ્યો. ચારે બાજુ આશ્રયને માટે નજર નાખતો હતો—ક્યાંક કોઇનું ઝુંપડું સરખુંયે મળી આવે ?

આ રસ્તે હું બે ચાર વખત પસાર થયેલો; પણ એવું આશ્રય–સ્થાન કોઇ જોયેલું નહિ; તેથી નિરાશા ને નિરુત્સાહનો પાર નહોતો. એટલામાં, રસ્તાથી પાએક માઈલ દૂર, વરસાદની ઝડીઓની વચ્ચે થઇને પણ, એક છાપરું મને દૃષ્ટિગોચર થયું.

મારામાં કાંઈક હિંમત આવી. ગાડાં માર્ગ છોડી મેં ખેતરમાં થઇને છાપરાં તરફ પ્રયાણ કર્યું, ને થોડીજ વારમાં ત્યાં જઇ પહોંચ્યો.

કોણ જાણે કેમ, પણ તે ઘરની નજીક જતાંજ મારું હૃદય કોઇક અસ્પષ્ટ ભયથી વ્યાકુળ થવા લાગ્યું. કારણ તો કાંઈજ નહોતું, છતાં કોઇક સંશયિત, ભયાકુલ વાતાવરણ તરફ હું ડગ ભરતો હોઉ એમ મને લાગ્યું.

અને તેમાં બહુ આશ્ચર્ય જેવું પણ નહોતું. ઘરનો બાહ્ય દેખાવજ કાંઈક અસાધારણ, વિચિત્ર હતો. ફળિયાંની દીવાલ પડી ભાંગેલી હતી, ને આખાં ફળિયામાં ઘાસ ઊગેલું હતું. વરસાદને લીધે, તથા સમીપ સરતી સન્ધ્યાને લીધે અંધકાર વ્યાપતો હતો, છતાં દીવા જેવું કશું દેખાતું નહોતું. ઘર બેઠા

ઘાટનું, એક માળનું હતું. બહાર પડતી ઓસરી. અંદર બેત્રણ ઓરડા, ઉપર એક નાની ગેલેરી તથા અન્દરથી એક બે ઓરડા—આવું કાંઈક મને ઘર જણાયું.

છતાં આશ્રય લીધા વગર મારો છૂટકો નહોતો. મારાં કપડાં નિચોવી શકાય, ને સાઇકલનું 'પંકચર' દુરસ્ત થઈ શકે એટલે પત્યું. એમ ધારી હું ફળિયામાં પેઠો, અને 'કોઇ છે કે?' એવી બૂમ પાડી. પણ કશો જવાબ મળ્યો નહિ. ઘરના રંગઢંગ પરથી મારી ખાત્રી થઇ ચૂકી કે ઘરમાં કોઇ નહોતું. છતાં આશ્ચર્યકારક તો એ હતુ કે ઘર તદ્દન ખુલ્લું હતું. ઓરડાઓનાં બારણાં, બારીઓ, બધુંજ ખુલ્લું હતું, અને છતાં ત્યાં માનવીનો નિવાસ નહોતો !!

હું ઓસરી પર ચઢ્યો. ચારે બાજુ ધૂળના થર બાઝયા હતા, અને બેસવા જેવું કશુંયે નહોતું. મેં પ્રથમ તો દીવાલને આધારે મારી સાઇકલ ટેકવી, અને મારાં કપડાં નિચોવ્યાં. આજુ બાજુ ચારે તરફ કાંઇક ભયમિશ્રિત લાગણીથી મેં દષ્ટિ ફેરવી, ને પછી જલ્દીથી સાઇકલ દુરસ્ત કરી માર્ગે પડી જવાનું મેં નકકી કરી નાખ્યું.

બહાર હજુ વરસાદ એટલાજ જોરથી વરસતો હતો. પવન પણ જોસ બંધ ફુંકાતો હતો; આવી દશામાં દીવા વગર ચાલે તેમ નહોતું. મારી પાસે ટૉર્ચ હતી; સાઇકલનો લૅમ્પ પણ હતો. પણ પવનના ઝપાટામાં લૅમ્પ સળગે તેમ નહોતું; વળી વાછંટથી ઓસરી પણ એટલીજ ભીની થયેલી હતી, અને ધૂળને લીધે કાદવ બાઝતો હતો આવા સંયોગોમાં અનિચ્છાએ મેં અન્દરના ઓરડામાં પ્રવેશ કર્યો ને મારી ટૉર્ચ પેટાવી.

એ ઓરડો રસોડાં તરીકે એકવાર વપરાતો હશે. એક બાજુ ચોકડી હતી, અને અન્દર ચૂલો હતો. ચોકડીની પાળ મારા રુમાલ વડે સાફ કરી તેના પર હું બેઠો અને મેં સાઈકલનો લૅમ્પ સળગાવ્યો.

લૅમ્પ સળગાવવાની સાથેજ કોઇક દબાયેલો, અસ્પષ્ટ, ઘણોજ આછો અવાજ મેં સાંભળ્યો. હું સફાળો ઊભો થઇ ગયો. કાંઈક વિચિત્ર, ગુંગળાયેલા વાતાવરણમાં હું કામ કરી રહ્યો હતો એ તો હું જાણતો હતો; પણ આ અસ્પષ્ટ અવાજથી હું એકદમ ચોંકયો. મેં મારી ટૉર્ચનો પ્રકાશ ઓરડામાં ચારે બાજુ ફેંકયો, ને ઉપર, બહાર, ચારે બાજુ દષ્ટિ કરી, પણ કાંઇ જણાયું નહિ.

ઉંદર કે એવું કોઇ નાનું જનાવર પ્રકાશથી ચોંકી ઊઠયું હશે, અને તેનો અવાજ હશે, ધારી મેં ઝપાટાબંધ સોલ્યુશન કાઢી 'પંકચર' દુરસ્ત કરવામાં મન પરોવ્યું.

પણ સાઇકલ દુરસ્ત કરવાનું મારાં નસીબમાં નહોતું. મારી ઉપરના ઓરડામાં કાંઈક ઘણેજ ધીમે ઘસડાતું હોય, કે કોઇ ફરતું હોય, એવો અવાજ ઘણીજ અસ્પષ્ટ રીતે મારે કાને આવ્યો. આવી પરિસ્થિતિમાં કામ કરવું અશકય હતું. ભય, કુતૂહલ, આશ્ચર્ય--એ સર્વથી ચકિત થતો હું તરતજ ઓરડાની બહાર ઓસરી પર દોડી આવ્યો. શાનો અવાજ હશે એ કળી શકાયું નહિ; પણ અવાજ સંભળાયો એ ચોક્કસ હતું. મારો પહેલો વિચાર તો સાઇકલ વગેરે જે હાલતમાં હોય તે હાલતમાં લઈ ત્યાંથી પોબારા ગણી જવાનો થયો; પણ અવાજ શાન્ત પડી જતાં મારામાં કાંઈક હિમ્મત આવી.

અવાજ માળ ઉપરથી આવ્યો હતો એ ચોક્કસ. મેં હિમ્મત ભીડી ધીમે ધીમે ટૉર્ચનો પ્રકાશ ફેંકતાં ફેંકતાં સીડી પર ચઢવાનું શરું કર્યું. ઉપરના માળના બારણાં આગળ હું થોભ્યો અને ટૉર્ચ વડે આખા ઓરડામાં પ્રકાશ નાખ્યો, પણ ઓરડો સૂમસામ હતો કેટલાય વખતથી કોઇપણ માનવીએ ત્યાં ડગલું મૂકયું નહિ હોય એમ જણાયું; તેની સાથેજ મારાં હૃદયમાં કોઈ અકથ્ય, અસ્પષ્ટ ભયની લાગણી વ્યાપી ગઇ. ઓરડામાં પગ મૂકવાની મારી હિમ્મત ચાલી નહિ. મેં ચારે બાજુ બારીક દૃષ્ટિ ફેરવી—ત્યાં મારી નજર નીચે ભોંય પર પડી; કાંઇક સુંવાળી ચીજ જમીન પરની ધૂળમાં ઘસડાઇને ગઇ હોય—ને ને થોડીજ ક્ષણ પૂર્વે—એમ મને લાગ્યું; કારણ કે ઘેરો પહોળો લીસોટો તાજોજ હોય એમ મને જણાયું.

ભૂતપ્રેતથી હું કદી ડર્યો નથી; ભૂતપ્રેતની વાત ખરી હોય એમ પણ ખાત્રીપૂર્વક મેં કદી માન્યું નહોતું; પણ અહીં કંઇક ન સમજી શકાય તેવું મલિન તત્ત્વ છે ખરું એમ મને લાગ્યું, વધારે વખત રહેવામાં માલ નથી જાણી હું સીડી પરથી ઊતરવા લાગ્યો. હું ભાગ્યેજ ચાર પાંચ પગથિયાં ઊતર્યો હોઇશ ત્યાં "ચીચીચીચીચીસ—" એવો સ્પષ્ટ, ભયાનક, લોહી થીજવી નાખતો અવાજ એકાએક સંભળાયો; મેં પળમાત્રમાં પીઠ ફેરવી ટૉર્ચનો પ્રકાશ નાખ્યો—તો બાપરે! કોઈ એક ફાટેલા જીર્ણ કોટ જેવી વસ્તુ ઓરડામાં સામેથી મારા તરફ ઝપાટાબંધ આવતી મેં જોઇ. પણ પ્રકાશ પડતાંજ તે પાછી ફરીને દીવાલને એક ખૂણે જઈ સ્થિર ઊભી

રહી ગઈ. મારું લોહી થીજી ગયું. પગ જમીન સાથે જકડાઇ ગયા અને ભયાનક કંપારી શરીરને ધ્રુજાવી રહી. મારી વિચાર શકિત લુપ્ત થઈ ગઇ. મારી ફાટી આંખો માત્ર એ શરીરવિહોણા ડગલા તરફ સ્થિર થઈ ગઈ. ડગલો દીવાલને અડકી, ક્ષણભર ઊભો રહી ઢગલો થઇ પડી ગયો. ભયથી ચીસ પાડી હું કેમ નીચે ઊતરી ન પડયો તે મને આજ દિવસ સુધી સમજાયું નથી. પણ ભયાનક પ્રસંગે કોઇવાર માનવીનાં હૃદયમાં અકલ્પ્ય, ભયંકર હિમ્મત આવે છે, એ પ્રમાણે કોઇ અજબ પ્રેરણા મને ધકકેલતી હોય એમ હું યન્ત્રવત્ ઓરડામાં પેઠો. ખૂણામાં ઢગલો થઇને પડેલા ડગલા તરફ હું ફાટફાટ થતાં હૃદયે જોઈ રહ્યો. મેં આજુ બાજુ નજર કરી તો બીજું કાંઇ જણાયું નહિ. ધીરે રહીને હું હિમંતપૂર્વક ડગલા પાસે ગયો. એ જાંબળી રંગનો મેલો થઈ ગયેલો લાંબો પહોળો ડગલોજ માત્ર હતો. હાથમાંની લાંબી ટૉર્ચ વડે ડગલાને ડરતાં ડરતાં આમ તેમ ફેરવી જોયો, પણ કશી નવીનતા જોઇ નહિ.

ડગલાને એમજ રહેવા દઇ હું પાછે પગલે ધીમે ધીમે દાદર તરફ ગયો. ટૉર્ચનો પ્રકાશ ડગલા પરજ રાખી ધીમે ધીમે સીડી પરથી હું નીચે ઊતર્યો ક્ષણભર ઉત્તેજિત થયેલી મારી હિમ્મત પાછી ઓસરી ગઇ. નીચેના ઓરડામાં જઇ સાઇકલનો સામાન મેં ઝપાટાબંધ ભેગો કરવા માંડયો, ને આ શાપિત ગૃહમાંથી ક્ષણના પણ વિલંબ વગર નાસી જવા નિશ્ચય કર્યો. સાઇકલ લઇ જેવો હું ઓરડાની બહાર નીકળવા જાઉં છું ત્યાં ભયંકર પવનનો સુસવાટો કોણ જાણે કયાંથી આવ્યો ને તે સાથે "શીશીશીશીશીશીશીશી...." કરતો તે ભયાનક શરીર વિહોણો

ડગલો મારી સામે આવી લાગ્યો. મારું મૃત્યુ પાસે આવી પહોંચ્યું હોય એમ મને લાગ્યું. શરીરે પરસેવો વળી ગયો ને મારી આંખ ફાટી ગઇ. ડગલો ફરફરતો ભયંકર ચેષ્ટા કરતો મારી તરફ આવી રહ્યો હતો. હવામાં અસ્પષ્ટ ગુંગળાવી નાખનાર અવાજ સંભળાતો હતો. કોટની બાંહ્ય મારા ગળાંની આસપાસ ભયંકર ભરડો લેવા જાણે સજ્જ થતી હતી—પળ બે પળમાં જ મૃત્યુ આવી પહોંચશે એ નક્કી હતું—મારા મુખમાંથી દબાયેલી અસ્પષ્ટ ચીસ નીકળી ગઈ. પણ મરણિયા માણસમાં સો માણસનું શૂરાતન આવે છે. એકાએક મેં સામેના ખૂણામાં પડેલી એક લોખંડની લાકડી જોઇ. ઝપાટાબંધ મેં નીચા નમી એ લોખંડની લાકડી પકડી લીધી અને રામનું નામ લઇ, મારું સર્વસ્વ જોર વાપરી મેં તે ડગલા પર ભયંકર પ્રહાર કર્યો—તે સાથે જ ઢગલો થઇને ડગલો પડી ગયો અને "ઓ...વો...ય" એવો કાંઇક દબાયેલો અવાજ સંભળાયો. મારી સાઇકલ સામાન ત્યાં ને ત્યાં જ છોડી હું મુઠ્ઠી વાળીને નાઠો, ને તે શાપિત ઘર તરફ નજર પણ ન કરતાં મારામાં હતું તેટલું જોર વાપરી હું દોડયો. ગાડાં—માર્ગ ઉપર આવતાંજ ઉશ્કેરાટ, ભય, કમ્પ, થાક અને ત્રાસની લાગણીથી હું બેહોશ થઇ રસ્તા પર પડી ગયો.

મને જ્યારે ભાન આવ્યું ત્યારે ભયંકર તાવ તરત જ ઊતર્યો હતો. શું થયું તે જાણવા સર્વ આતુર હતાં, પણ કાંઈક ભયંકર બનાવ બની ગયો છે એમ સૌને લાગવાથી મને કોઈએ તરત કશું પૂછ્યું નહિ. ગામના એક ખેડૂતનું ગાડું તે રસ્તે થઈ આવતું હતું; ખેડુએ મને ઓળખી કાઢયો અને ગાડામાં

સુવાડી મને ઘેર લઇ આવ્યો એટલી જ વાત માત્ર ઘરના માણસોએ કરી.

પણ મારા મનની વાત હું જ શમાવી શકયો નહિ. મને શકિત આવતાં ખાટલામાં બેઠા થઇ આસપાસ ભેગી થયેલી મંડળીને મારી વાત કહી સંભળાવી. ન માની શકાય તેવી આ વાત સ્તબ્ધ થઇ બધાં સાંભળી રહયા.

એટલામાં ગામના વૃદ્ધ બ્રાહ્મણ—અને વૈદ્ય—પ્રાણશંકર બોલ્યા:

"છોકરાની વાત ખરી છે, ગપગોળો કે કલ્પના નથી. ખરીવાત આમ છે:

"ભીમજી કરીને એક ડભોઇનો વતની હતો. જીન પ્રેસ રૂની દલાલી એવાં અરચુરણ પરચુરણ કામમાં તેણે બે પૈસા પેદા કર્યાં. પહેલી વારની તેની સ્ત્રી મરી ગઇ; તે બીજીવાર પરણ્યો. નવીના બાપ પાસે, આતરફના લોકોમાં સારો જેવો ગણાય એટલો પૈસો હતો શરુઆતમાં ઠીક ચાલ્યું; પણ ભીમજી પૈસાનો કંજુસ તેમજ લોભી ભારે. રૂના સટ્ટામાં એક વાર તેણે બધા પૈસા ગુમાવ્યા ને ભિખારી થઈ ગયો. બીજીવાર લગ્ન કર્યાં ત્યારે તેણે આ નવું ઘર બંધાવેલું. આસપાસનાં ખેતરાં એણે રાખેલાં ને વાડી જેવું બનાવવાના ઈરાદાથી ઘર બાંધેલું એમ કહેવાય છે. એટલામાં તો એના બધા પૈસા મેં કહ્યું તેમ સટ્ટામાં ગયા અને એ દેવાદાર થઇ ગયો. મૂળેજ સ્વભાવે નઠોર અને નીચ હતો. પૈસો હતો ત્યાં સુધી તો કોઇ બોલતું નહિ. પણ હવે બધા આંગળી ચીંધવા લાગ્યા. ભીમજી વ્યસનમાં પડી ગયો અને તેનો મેલો સ્વભાવ પાપી થઈ ગયો.

સસરા પાસે એણે મદદ માગી, પણ એના રંગઢંગ જોઇ એણે કાંઇ આપવા ઘસીને ના પાડી. એનો ક્રોધ એણે બૈરી પર કાઢવા માંડયો. દારુ પીને આવતો, ને બૈરીને ખૂબ મારતો ને અનેક અત્યાચાર કરતો. થોડા વખતમાં એ બાઇ બિચારી એજ ઘરમાં મૃત્યુ પામી.

હવે ભીમજી એકલોજ એ ઘરમાં રહેવા લાગ્યો. સારા વખતમાં નોકરચાકરો હતા, પણ હવે તો એકજ બુઢ્ઢો નોકર રહેલો તે પણ કંટાળીને ચાલી ગયો.

એકવાર એ પોતાના સસરાને ત્યાં જઇ ચઢયો. ત્યાં ખૂબ બોલચાલ થઈ. દારુ પણ એણે ઠીક ઠાંસેલો સસરાએ ધકકો મરાવી એને પોતાને ઘેરથી કઢાવી મૂકયો.

પણ ભીમજી આસપાસ છુપાઇ રહયો. લાગ મળતાં રાતને વખતે પાછલી બારીએથી ડોસાના ઓરડામાં પેઠો. શું ઇરાદાથી ગયેલો એતો કોણ જાણે. પણ ડોસા નીચે ગયેલા એટલે એણે ખીંટીએ લટકતો ડોસાનો જાંબળી રંગનો ડગલો ઊંચકી લીધો ને સડસડાટ બારીએથી ઊતરી નાસી ગયો. ડોસાને ડગલામાં રૂપિયાની નોટો મૂકતાં એણે જોયો હોય એવો સંભવ છે.

સવારમાં ડોસાને ડગલો ચોરાયાની ખબર પડી. ચોળા. ચોળ કરવાની ઇચ્છા ન હોય કે પછી ભાવિએ ભુલાવ્યા હોય, ગમે તેમ હોય, પણ ડોસા લાગલાજ એકલા ભીમજીને ઘેર પહોંચ્યા. ઘરમાં કોઇ નહોતું. પછી શું થયું તેની વિગત કોઇ જાણતું નથી. બપોરે ખબર પડી તો સસરા જમાઇ બન્ને લોહીના ખાબોચિયામાં તરબોળ થઇ મૃત્યુ પામેલા મળી આવ્યા.

ડૉકટર, પોલિસ, ડિટેકિટવ બધાની તપાસને અન્તે કાંઈક આવું અનુમાન થયું. ડોસાના હાથમાં લોખંડની લાકડી હતી—એ ગામ બહાર ગયા ત્યારે એક બે જણે જોયેલી—મારામારી વખતે ડોસાની લાકડી ખેંચી લઇ તેનાજ માથામાં ભીમજીએ મારી હશે. ડોસાની ખોપરી ફાટી ગઇ હોવી જોઈએ; પણ ભીમજી પણ ઠોકર ખાઇને કે કોણ જાણે કેમ પડી ગયો હોવો જોઈએ. મરતાં મરતાં ડોસાએ તેનું ગળું દાબી દીધું હોય, કે પછી ઓરડામાં પોતાની બીજીવારની પત્નીનું ભૂત કે એવું કાંઈ જોયું હોય—ગમે તેમ હો, પણ ભીમજીની આંખો ભયંકર રીતે ફાટી ગયેલી ને ચહેરો ભયભીત બેડોળ બની ગયેલો—આવી દશામાં તે ડોસાના શબ પાસે મૃત્યુ પામેલો મળી આવેલો.

પણ સૌથી નવાઇની ઘટના તો પછી બની.

બન્નેનાં શબો લઈ જવામાં આવ્યાં. ભીમજીનું વંશવારસ કોઇ નહિ હોવાથી ઘરની તમામ ઘરવકરી જપ્ત કરવામાં આવી.

પણ પેલો જાંબલી ડગલો! ન માની શકાય તેવી વાત છે. છતાં જેવો કોઇ એ ડગલાને ઊંચકવા ગયો તેવોજ તે ડગલો જાણે પ્રાણ આવ્યા હોય તેમ એકાએક ખડો થઈ ગયો અને ઘરમાં ઘૂમરી લેવા માંડયો. સૌ ભય પામ્યા, ને ઓરડામાંથી નાઠા. પેલી લોખંડની લાકડી, જાણે તેને ભૂત ભરાયું હોય તેમ—અથવા ખરેખર ભૂત ભરાયું હોવાથી— સૌની પાછળ પડી. બધા ઊભી પૂંછડીએ નાઠા. તે લાકડી નીચે રસોડામાં પેસી કોઇ ખૂણે ભરાઈ ગઇ.

ત્યાર પછી આ ગામના બેચાર જુવાનીઆઓ તે કોટને લેવા સામટા ગયલા, પણ 'શીશીશીશીશીશીશીસ્' એવો અદ્ભુતવી ભયંકર અવાજ સાંભળી તથા ડગલાને પોતાના તરફ નિર્ભયપણે આવતો જોઈ નાશી આવેલા—

પણ ભાઇ ? એ ડગલો જાંબલી રંગનોજ હતોને ? ને એ લાકડી રસોડામાંથી જ મળી આવેલી ને ?"

મેં જવાબ આપ્યો:– "હા; અને એ લાકડીજ ડગલાનું મારણ લાગે છે !"



# હેતુ વગર

## ૧

ડિટેક્ટિવ ખાતાંના વડા ઇન્સ્પેકટર જમશેદજીએ સબ–ઇન્સ્પેકટર કાસમ અલીને તતડાવી કાઢયો:

"કામ કરનારના ઢંગ જુદા હોય છે, કાસમ અલી! જવાબદારીનું ભાન હોય તે માણસ ગામદાંમાં ભુટ્ટાચોરની માફક રવડે રખડે નહિ!"

"ગામડાંની હવા શુદ્ધ ને તાઝગીભરી હોય છે, સાહેબ! ને પગાર ચઢતો હોય ત્યાં સુધી ભટકવામાં વાંધો યે શું છે જનાબ!" કાંઇક કટાક્ષ ભર્યા અવાજે કાસમે કહ્યું. શેઠ માણેકચંદનાં ખૂનની તપાસ કરવાનું ને તેનો ભેદ ઊકેલવાનું જમશેદજીએ કાસમને સોંપેલું. કાસમની કામ કરવાની પદ્ધતિ બધા કરતાં નિરાળી હતી. વળી તેનો દેખાવ પણ ઢંગ વગરનો ને જીભ પણ બહુ સુંવાળી નહિ. છતાં તાજેતરમાં બે ત્રણ વિચિત્ર ભેદોનો સ્ફોટ એણે કરેલો, એટલે તેની કેટલીક ટેવો પોતાને ગમતી નહિ હોવા છતાં જમશેદજીએ આ કામ તેને સોંપેલું.

માણેકચંદ શેઠ ધનાઢય મિલમાલિક અને પ્રતિષ્ઠિત ગૃહસ્થ હતા. અનેક ધંધાઓમાં એ ભાગીદાર હતા. તેમની પ્રતિષ્ઠા તથા

લાગવગ ઘણાં હતાં. મુંબઇનાં જીવનમાં તથા કેટલાંક જાહેરકાર્યોમાં તે આગળ પડતો ભાગ લેતા તેથી જનતામાં તે ઠીકઠીક પ્રખ્યાત હતા. આવા પ્રતિષ્ઠિત માણસનાં ખૂને ઘણી ચકચાર જગાવેલી, અને ખૂનનો ભેદ ઊકેલવા તથા ખૂનીનો પત્તો મેળવવા ડિટેક્ટિવ ખાતાં ઉપર ખૂબજ દબાણ થયેલું. આ કાર્યમાં પોતાની પ્રતિષ્ઠાનો પ્રશ્ન હોવાથી જમશેદજી ખૂનનો ભેદ જલદી ઊકેલવા ઘણો આતુર હતો; અને તેથીજ એણે જયારે કાસમની નિષ્ક્રિયતા તથા રખડપટ્ટીની વાત જાણી ત્યારે તે ગુસ્સે થઇ કાસમને તતડાવી રહ્યો હતો.

"તમારી બધી સફાઇ જવા દો, કાસમ અલી, ને મને કહો કે ખૂની સંબંધી કાંઈ ગુના–ચાવી તમને મળી છે ? કાંઇ તપાસ કરી છે ખરી કે?"

"હું તો સાહેબ, હમણાં નવી જાતના 'ઇલેક્ટ્રિક કુકર'ના વેપારનો અભ્યાસ કરી રહ્યો છું !"

જમશેદજીનો મિજાજ ગયો: "તમારી આ ટેવજ તમને આ ખાતામાં ભારે પડશે. મૂખ્ય મુદ્દાની વાત પર તમે આવવાનાજ નહિ !"

"અને સાહેબ, ગામડાંમાં નિરનિરાળા મનુષ્યોના સમાગમમાં આવી શકાય છે. શહેરમાં આપણે આપણાજ થરના લોકો સાથે સંસર્ગમાં આવીએ છીએ. ગામડાંમાં માણસો થોડાં; એટલે ઘણાના સંસર્ગમાં આવવાથી આપણે જનસ્વભાવનો સારો અભ્યાસ કરી શકીએ છીએ. માણસોની ગરીબી, તેમની ઇચ્છાઓ, તેમની મહત્ત્વાકાંક્ષાઓ, તેમનાં સ્વમાન—"

"કચરામાં નાખો એ તમારી 'ફીલોસોફી' !" ગુસ્સાથી જમશેદજી ખુરસી પરથી ઊભા થઇ બોલી ઊઠયા. "મેં તમને જનસ્વભાવની ચર્ચા કરવા બોલાવ્યા નથી. તમે આ કામ માટે નાલાયક..."

"નીવડયા છો—એમ કહેવું છે ને, સાહેબ, વારુ ત્યારે આ ખૂનની તપાસ મેં તો માગી લીધી નહોતી: મને ચોરીના કેસો આપવામાં આવ્યા હતા એ પાછા આપો; અને આ ખૂનનો કોયડો કોઇ લાયક માણસને સોંપો !" કાસમે પણ કાંઈક નીચલા અધિકારીને ન છાજે તેવી છૂટ લેતાં કહ્યું.

જમશેદજીએ જોયું કે બાજી હાથથી જવા માંડી છે. શરુઆતથી એ જાણુતા તો હતાજ કે કાસમની રખડપટ્ટી હેતુ વગરની તો હોઈ શકેજ નહિ. તેની પાછળ કાસમની ગુના–ચાવી મેળવવાની કોઈ વિચિત્ર પદ્ધતિજ હોવી જોઇએ. પણ આ રીતે કામ લેવાથી કાસમના મનનો ગર લઇ શકાશે એમ ધારી તેણે આવી પ્રશ્નાવલિ શરુ કરેલી. વળી કાસમની જવાબ આપવાની રીતથી પણ તેણે પોતાના મન પરનો કાબુ કાંઇક ગુમાવેલો. પણ કાસમ છેલ્લે પાટલે બેસી જશે એમ એણે કલ્પેલુંજ નહિ.

તેથીજ કાંઈક નરમ થઈ તે બોલ્યા:

"જુઓ કાસમઅલી, તમને એ કામ સોંપવામાં આવ્યું એમાં મેં ભુલ કરી છે એમ તમે માનો છો ? હું માનતો નથી."

કાસમઅલીએ આ જવાબથી કાંઇક સ્વસ્થ થઇ કહ્યું: "વારુ ત્યારે સાહેબ, કાલે આપણે—તમને કલાક દોઢ કલાકની ફુરસદ હોય ત્યારે—બનાવવાળાં સ્થળની મુલાકાત લઇએ !"

"પણ પ્રાથમિક તપાસ તો તમે કરી લીધી હશે !"

"જરૂર. જુઓ; હકીકત આમ છે." આમ કહી તેણે શરુઆતની તપાસની વિગતો પોતાના ઉપરી અધિકારી સમક્ષ રજુ કરી.

"આપ જાણો છો કે માણેકચંદ વીલેપાર્લેના પોતાનાં મકાનમાં રહેતા હતા. આગળ કમ્પાઉંડ; પાછળ થોડી ખુલ્લી જગ્યા. ચારે બાજુ તારની વાડ; જમણી બાજુની તારની વાડમાંથી જવા આવવા માટે નાનું બારું રાખેલું છે. પાસેનાજ નાના પ્લૉટમાં તેના મિત્ર પ્રિયવદન રહે છે. માણેકચંદ સાથે અનેક વ્યાપારધંધામાં તે જોડાયલા છે, અને તેમની હાલની સમૃદ્ધિ માણેકચંદની આર્થિક સહાય અને મૈત્રીને આભારી છે. માણેકચંદ ઉપર તે ઘણો ભાવ રાખે છે, અને તેના તરફની આભારવૃત્તિ તક મળતાં વ્યક્ત કરે છે. માણેકચંદનું ખૂન થયું તે વખતે તે નહાવાના ઓરડામાં હતા. માણેકચંદના ઘરમાંથી ચીસાચીસ સંભળાતાં તે ઉઘાડે ડિલે દોડી આવ્યા હતા, અને પછીની આખીયે પોલિસ તપાસ દરમ્યાન ત્યાં હાજર હતા. પ્રિયવદનના બંગલાની પાછળ એક નાનકડા પ્લૉટ પર મધુસૂદન કરીને 'ધી અવર ઇન્સ્યોરન્સ કંપની' નામની વીમા કંપનીનો મેનેજર રહે છે; માણસ મજાનો છે. સ્વભાવે આનન્દી, હસમુખો છે. દેખાવે તંદુરસ્ત અને ખૂબસુરત છે. માણેકચંદ અને પ્રિયવદન કરતાં તેની રહેણી કરણી વધારે સફાઇદાર છે. અંગ્રેજીમાં જેને આપણે 'Polished manners' કહીએ છે તે એનામાં ભારોભાર છે. થોડાં વર્ષો થયાં માણેકચંદ સાથે એને મૈત્રી થઇ છે.

ઑફિસમાં જતો હોવાથી તેનો સમય વ્યવસ્થિત છે. ૧૦–૩૦ વાગ્યે પોતાનીજ મૉટરમાં નીકળવું અને સાંજના ૬–૩૦ વાગ્યે ઘેર આવી રહેવું આ તેનો લગભગ નિત્યક્રમ છે. માણેકચંદ શેઠ લગભગ ૮–૩૦, ૯ વાગ્યે ઘેર આવતા. મધુસૂદન ઘણું ખરું સાંજે માણેકચંદ શેઠને બંગલે આવતો. માણેકચંદનાં પત્ની લક્ષ્મીને ફૂલઝાડનો ઘણો શોખ. મધુસૂદનને પણ બગીચા કામમાં ઘણો રસ છે. લક્ષ્મી અને મધુસૂદન બંગલાની વાડીમાં રોજ ફરતાં, ફળનાં ઝાડો, ફૂલના રોપાઓ વગેરે સંબંધી કાળજીપૂર્વક વ્યવસ્થા કરતાં અને ઘણીવાર મધુસૂદનના બંગલાની પાછળના થોડા ઘણા પણ અંત્યંત સુન્દર રીતે ઉગાડેલા ફૂલના રોપાઓ તપાસતાં અને ચર્ચા કરતાં. ટૂંકમાં મધુસૂદન અને લક્ષ્મી વચ્ચે એક પ્રકારની ગાઢમૈત્રી પરિણમી હતી. માણેકચંદને પોતાને ફૂલઝાડનો નહિ જેવો શોખ; પણ પત્ની પર અપાર સ્નેહ ને મમતા હોવાથી તેના શોખને પૂરતો વિકાસ આપવા તે તત્પર રહેતા. મધુસૂદન કોઇ કોઇવાર માણેકચંદ સાથે, તો કોઇવાર લક્ષ્મી સાથે જુદી જુદી 'નર્સરી'માં જતો અને ભાતભાતના રોપા, બીયાંઓ વગેરે લઇ આવતો. આમ મધુસૂદનની આ કુટુંબ સાથે ઘનિષ્ઠતા હતી. માણેકચંદને આ ઘનિષ્ઠતામાં કદી પણ કશું અજુકતું લાગ્યું નહોતું. ઘરના નોકર ચાકરો વગેરેને પણ મધુસૂદન માટે ઘણાં માન અને આદર હતાં.

"માણેકચંદનું ખૂન સવારે નવને પાંચ મિનિટે થયું હોવાનું જણાય છે. ઘરનાં બધાં માણસોની જુબાની ઉપરથી આટલો સાર નીકળી શકે છેઃ થોડાક કેટલાક દિવસથી માણેકચંદ અને મધુસૂદન વચ્ચે કાંઈક ખટરાગ થયો હોય એમ જણાય

છે. ખટરાગનું કારણ હજુ સમજાયું નથી. પણ આ બન્ને વચ્ચે બેચાર વખત ઉગ્રશબ્દોની બોલાચાલી થયેલી એમ માલુમ પડે છે. લક્ષ્મીના આગ્રહને લીધે ને મધુસૂદન તરફના તેના દઢ પક્ષપાતને લીધેજ મધુસૂદન આવું છતાંએ આવતો. બનાવને દિવસે એટલે રવિવારે—દીવાન ખાનામાં લક્ષ્મી અને મધુસૂદન ચા પીતાં હતાં. માણેકચંદ ત્યાં આવી પહોંચ્યો અને કાંઈક બોલાચાલી થઇ. ચાના પ્યાલાં પાછાં લેવા આવનાર નોકર કહે છે કે "મારું ચાલે તો એક ક્ષણ પણ તને ઘરમાં ટકવા દઉં નહિ" —આવા મધુસૂદનને ઉદ્દેશીને માણેકચંદે ઉચ્ચારેલા શબ્દો તેણે સાંભળેલા. તેજ વખતે દીવાનખાનાની ઘડિયાળમાં નવના ટકોરા પડયા. માણેકચંદ પોતાના ખંડમાં ચાલી ગયા. દીવાનખાનાની બહારના વરંડામાંથી, અને તે ખંડની નીચેની બાજુએથી એમ બે સીડીથી તેના ઓરડામાં જઇ શકાય. આશ્ચર્યની વાત તો એ છે કે વરંડાના દાદર પરથી ઉપર નહિ જતાં, વરંડો ઊતરી બાજુએ પડતા દાદર ઉપરથી તે પોતાના ખંડમાં ગયા. તેની ઉશ્કેરાટ ભરી માનસિક સ્થિતિનું આ પરિણામ હોય.

"બરાબર ૯ ને ૧૦ મિનિટે નોકરૂ તેના ખંડમાં કૉફી આપવા ગયો. ત્યાં તેણે ગળામાં ઊંડા ઘા સાથે માણેકચંદને સોફા પરજ ફસડાઇ પડેલા જોયા. તેણે બૂમરાણ કરી મૂકયું. સૌ ઉપર દોડી આવ્યાં—"

"મધુસૂદન પણ ઉપર દોડી આવ્યો કે!" વચ્ચેજ જમશેદજીએ પૂછયું.

નાજી; બધાં ઉપર દોડી આવ્યાં; લક્ષ્મી તો આ દશ્ય જોઇ બેભાન થઈ ગઇ. સૌની સાથે ઉપર આવેલા રસોયાએ

બારીમાંથી જોયું તો મધુસૂદન તે વખતે પોતાના ઘરના કમ્પાઉન્ડમાં પ્રવેશ કરતો હતો. તેને તેણે બૂમ મારી. પહેલાં તો મધુસૂદન બેચાર સેકન્ડ ઊભોજ થઇ રહ્યો. પછીથી જાણે તેણે વિચાર ફેરવ્યો હોય તેમ ઝપાટાબંધ તે પાછો ફર્યો. બૂમાબૂમ સાંભળી પ્રિયવદન પણ પોતાના બંગલા પરથી નીચે ઊતરી આવ્યો. પ્રિયવદન અને મધુસૂદન સાથેજ ઉપર આવ્યા—"

"કૉફી લાવનાર નોકર વિષે તમે બરાબર ચોકસી કરી ?" વચ્ચે પુછાયેલો આ પ્રશ્ન કાંતો તેને ગમ્યો ન હોય, કે તેની પાછળ રહેલી સંભવિત ત્રુટિ કોઇ આશંકાનું સૂચન હોય એમ કાસમને લાગ્યું હોય—ગમે તેમ હોય, પણ તેની કમાન પાછી છટકી. વ્યવસ્થાસર વિગતનું બ્યાન એ ભાગ્યેજ કરતો—કદાચ આજેજ કર્યું હશે. આ પ્રશ્ન પુછાતાં તેની ક્ષણવાર સુષુપ્ત રહેલી કટુતા પાછી જાગૃત થઈ. તેણે જવાબ આપ્યોઃ

"એવી સામાન્ય ચોકસી ન કરનાર માણસ ડિટેક્ટિવ ન હોઇ શકે, જનાબ ! નોકરને રસોયાએ કૉફી આપી ને બેજ મિનિટમાં ઉપરના ખંડમાંથી તેની બૂમ સંભળાઇ ! શું કૉફીનો કપ મૂકી એણે છૂરી હુલાવી દીધી ?"

જમશેદજીએ ચૂપ રહેવામાં ડહાપણ જોયું.

બે ક્ષણ અટકી કાસમ બોલ્યોઃ "ટૂંકમાં આવતી કાલે ક્યારે આપ આવી શકશો તે જણાવો, જેથી આપજ એ કેસ આગળ ધપાવી શકો !"

વાક્યમાં રહેલી કટુતા તથા કટાક્ષનો ઘૂંટડો જમશેદજી ગળી ગયો. તે બોલ્યોઃ "ભલે ! કાલે સવારે ૯ વાગ્યે આપણે જઈએ—વારુ મધુસૂદન એને પોતાને બંગલેજ રહે છે ને !"

"ત્યારે શું લક્ષ્મી શેઠાણીને બંગલે આવી રહે?—પણ જુઓ મધુસૂદને આ કામ કર્યું હોય એમ નોકરચાકરો કે લક્ષ્મી કોઈ માનતું નથી."

"લક્ષ્મીની વાત તો સમજ્યા, પણ નોકરચાકરો નથી માનતા? કેમ?"

"જન સ્વભાવના અભ્યાસની ત્યાંજ જરૂર પડે છે, જનાબ! શેઠ તો ગયા— નકામું શૂળ ઊભું કરવા કોઈ ઇચ્છતું ન હોય— કે પછી ગમે તેમ— તેઓ સૌ કહે છે કે મધુસૂદન એવું કામ કરી શકેજ નહિ!!"

"કેમ?"

તે કાલે તમે એમને પૂછજો!"

૨

બીજે દિવસે નીમેલે વખતે જમશેદજી અને કાસમઅલી મુંબઇથી પાર્લે જવા નીકળ્યા.

"હું, મધુસૂદન અને અને પ્રિયવદન પાસેજ રહે છે, એમ તમે કહયું ના?"

"હાજી, પેલા ઇલેક્ટ્રિક કૂકરની વાત તો હું કરતાં તમને ભૂલી ગયો! માણેકચંદ શેઠે એમાં ઠીક પૈસો ભેગો કરેલો! વાત એમ બનેલી કે એનો પેટન્ટ—"

જમશેદજીને કાસમની આવી રીતજ પસંદ નહોતી. ગંભીર કામ માથા પર હોય ત્યારે કાસમ ભળતી વાતમાંજ મશગૂલ રહેતો. એ તો ઠીક હતું કે કાસમની તીક્ષ્ણ બુદ્ધિમાં એને શ્રદ્ધા હતી, અને કાસમે ખાતાંને ત્રણ ચાર કેસોમાં સારી

કીર્તિ મેળવી અપાવેલી, એટલે જમશેદજીને એના પર કાંઇક માનભરી લાગણી પણ હતી;—કહો કે કાંઈક અંશે તેના પર સ્નેહ–વૃત્તિ હતી. નહિતર જરૂર એ કાસમને વધુ કટુ વચન કહેત. પણ એમ ન કરતાં તેણે વાત ટૂંકી કરવાના હેતુથી વચ્ચેજ કહ્યું:–

"આ બધું તમે વલસાડ નૌસારીથી શીખી આવ્યા શું? કે મુંબઇમાં શીખ્યા?"

"આ કૂકરમાં, સાહેબ, એવી કાંઈક વિચિત્ર કરામત છે કે રંધાયા પછી કલાકોના કલાકો સુધી ભોજન ઠંડું પડતું નથી; એનું અનુકરણ કરવા બીજી ઘણી કંપનીઓએ પ્રયત્નો કર્યા–"

"પણ કોઈ ફાવ્યું નહિ, એમ, ને! ઠીક, માણેકચંદનાં ખૂનની સાથે એને કાંઇ સંબંધ...."

"હોય કે ન હોય એ વાતજ નથી. અને નૌસારીમાં મેં પ્રિયવદનનું નવું ચણાયેલું ઘર જોયું. ચિત્રામણનો એને ભારી શોખ. અસલ ચિત્રકાર ખરોને!"

જમશેદજીને ચિત્રકળાનો કાંઇક શોખ ખરો. કાસમ એ જાણતો હતો. પણ ખૂનના ભેદના ઉકેલમાં મન રોકાયું હોય ત્યારે ચિત્રકળાની ચર્ચામાં ઊતરવા જેટલી સ્વસ્થતા જમશેદજીમાં નહોતી.

એટલામાં માણેકચંદ શેઠનો બંગલો આવ્યો.

કાસમ બે ત્રણ વખત ત્યાં તપાસ કરવા આવી ગયો હતો, એટલે ઘરના ચાકરો વગેરે તેને ઓળખતા હતા. દીવાનખાનામાં પેસતાંજ જે નોકર ખૂનને દિવસે મધુસૂદન અને લક્ષ્મીને ચા આપવા ત્યાં આવ્યો હતો, તેજ મળ્યો.

કાસમે જમશેદજીને તેની ઓળખાણ આપી.

"ચા આપવા તું આવ્યો હતો?" નોકરને જમશેદજીએ પૂછ્યું.

"જી, હા."

"તે દિવસે માણેકચંદ અને મધુસૂદન વચ્ચે બોલાચાલી થઇ હતી?"

"હાજી. 'મારું ચાલે તો એક ઘડી તને આ ઘરમાં ટકવા નહિ દઉં,' એમ શેઠે મધુભાઈને કહ્યું તે મેં સાંભળ્યું."

"માણેકચંદ અને મધુસૂદન વચ્ચે તકરાર થવાનું શું કારણ?"

"અમને શું ખબર પડે, સાહેબ!"

"બાઇના સંબંધમાં કાંઈ તકરાર થઇ હશે."

"બનવાજોગ છે, સાહેબ, પણ મને ખબર નથી."

એકાએક જમશેદજીએ તેને પૂછ્યું:

"ત્યારે મધુસૂદને શેઠનું ખૂન નહિ કર્યું હોય એમ શા પરથી તું કહે છે!"

"મધુભાઇ! સાહેબ, એ બને એવુંજ નથી. મધુભાઇ એવું કામ કરી શકેજ નહિ!"

"ઠીક, જા—અરે હાં? શેઠને કૉફી આપવા તુંજ ગયેલો કે?"

"જી હા."

શેઠે તારી સાથે શું વાત કરી?"

"હું ગયો ત્યારે શેઠના ગળામાં ઊંડી છરી હતી, અને શેઠ મરી ગયલાજ સોફા પર પડેલા હતા ! બોલાય તેવું હતુંજ ક્યાં, ભાઈ સા'બ !"

"એ છરી ક્યાંથી આવી ?"

"શેઠનીજ છરી; પોતાના આગલાં ખાનામાં છરી, કાતર, નાની હથોડી એવું ઘણું શેઠ રાખતા."

"ઠીક, તું જા. બાઇ ક્યાં છે ? શું કરે છે ?"

મધુભાઇ સાથે બંગલા પછવાડે ફૂલના માંડવા નીચે બેઠા છે !"

"અમને ત્યાં લઈ જા."

દીવાનખાનાની પાછલી બાજુએ વરંડામાં થઈ તેઓ બંગલાના પાછલા ભાગના બગીચામાં ગયા. એક ફૂલમાંડવા નીચે લક્ષ્મી બેઠેલી, મધુસૂદન ત્યાં નહોતો.

જમશેદજીએ નોકરને પૂછ્યું:

"મધુસૂદન અહીં હતાને ?"

"જી હતા તો ખરા; હમણાંજ ગયા લાગે છે—ઓ પેલા એમના બંગલામાં જાય !"

"તમારું પંખી ઊડી ગયું, કાસમઅલી !"

"એ મારું પંખી છેજ નહિ, જનાબ !"

એટલામાં તેઓ લક્ષ્મી પાસે આવી પહોંચ્યાં. લક્ષ્મીએ ઊભા થઇ બન્નેને નમસ્કાર કર્યા, ને સામે પડેલી રંગીન નેતરની ખુરસીઓ ઉપર બેસવા ઇશારત કરી. જમશેદજી

અને કાસમઅલી વળતા નમસ્કાર કરી ખુરસીપર બેઠા. નોકર ચાલી ગયો.

પળવાર સૌએ મૌન સેવ્યા પછી જમશેદજી બોલ્યો:

"માફ કરજો, બાનુ, તમને આવે વખતે તકલીફ આપવી પડે છે તેને માટે. હું ડિટેક્ટિવ ખાતાનો ઉપરી જમશેદજી છું, અને આ...."

"એ ભાઇ અહીં બે ત્રણ વખત તપાસ કરવા આવી ગયા. એમણે દાખવેલાં સૌજન્ય તથા હમદર્દી માટે હું તેમની ઘણી આભારી છું."

કાસમઅલી પોલિસદળમાં હોવા છતાં તેના ગાલમાં લાલીની સુરખી આવી ગઈ.

જમશેદજીએ જવાબ આપ્યો:

"કાસમઅલી અમારા ખાતાંના ઘણાજ બાહોશ ડિટેક્ટિવ છે. આ કેસનો ભેદ આપ સૌના સહકારથી એ જરૂર ખુલ્લો પાડી શકશે."

પછી ખૂનને અંગે સાધારણ વાતચીત થઇ. અચાનક જમશેદજીએ પૂછ્યું:

"માણેકચંદ શેઠને અને મધુસુદનનને તે દિવસે શા માટે બોલાચાલી થઈ, તે આપને કહેવામાં વાંધો છે?"

"કારણ જાણ્યાથી ભેદના સ્ફોટમાં સહાય થાય એવું હોત તો હું જરૂર કહેત. બોલાચાલી થયેલી એટલી વાત માત્ર ખરી છે."

"મધુસૂદન તમારી પાસેથી ઊઠીને દીવાનખાનું છોડી બહાર ગયો, ત્યાર પછી કેટલીક મિનિટ પછી ખૂન થયું હશે ?"

"પાંચેક મિનિટ પછી; પણ પ્રશ્ન અસ્થાને છે. મધુભાઇને આમાં સંડોવવા નકામા છે."

"કારણ ?"

"મધુભાઇ એવું કામ કરી શકેજ નહિ !"

"વાહ ! તમારા નોકરે પણ હમણાં એમજ કહ્યું. તમને કોઇ બીજા પર વહેમ આવે છે ?"

"મારી બુદ્ધિ કામ કરી શકતી નથી."

વધુ વાતચીત કરવી નિરર્થક હતી. જમશેદજી તથા કાસમઅલી ઊઠી, નમસ્કાર કરી જવાને પાછા ફર્યા ત્યાં લક્ષ્મીએ એકાએક પૂછ્યું;

"મધુભાઇ ઉપર આરોપ આવે તેમ તો નથી ને ?"

તેના અવાજમાંનો કમ્પ સ્પષ્ટ હતો.

જમશેદજીએ કહ્યું "અત્યાર સુધી અમે કશા નિર્ણય પર આવી શકયા નથી !"

આ જવાબથી લક્ષ્મીને સંતોષ થયો જણાયો નહિ. તે ક્ષણભર સ્તબ્ધ બની ઊભી રહી.

કાસમે જમશેદજીને કહ્યું:

"ચાલો આપણે મધુસૂદનની મુલાકાત લઇએ."

બન્ને ડિટેકિટવોએ બંગલાના પાછલા ભાગમાંથી મધુસૂદનના બંગલા તરફ પ્રયાણ કર્યું.

વચ્ચે પ્રિયવદનનો બંગલો આવતો હતો. કાસમઅલી અને જમશેદજી તેના કમ્પાઉન્ડમાં પેઠા.

"આ મધુસૂદનનો બંગલો કે ?"

"નાજી, આતો શેઠના મિત્ર પ્રિયવદનનો બંગલો છે; અહીંથી નીકળ્યા ત્યારે મને થયું કે બંગલો આપને જોવા જેવો છે; ચિત્રકામ સરસ છે; તો તમને બતાવું."

આ તે બંગલો જોવાનો વખત છે, કાસમઅલી ! કોઇબીજી વાર..."

"આવો, આવો, ઉપર આવો ! અરે માધુ, શેઠલા રાસ્તા દાખવ વર ઇયાયચા—" માળ પરના વરંડામાં બેઠેલા પ્રિયવદને તેમને અચાનક જોયા એટલે તેણે આવકાર આપતાં કહ્યું. જમશેદજી અને કાસમઅલી બન્નેને તે ઓળખતો હતો.

જમશેદજીના કચવાટનો પાર નહોતો. પોતાનો ઉપયોગી વખત બરબાદ થાય છે જાણી તે ગુસ્સે થયો. પણ હવે ઉપર ગયા સિવાય છૂટકો નહોતો.

ઉપર જતાં દાદર પર કાસમઅલીને ધીમે, દબાયેલે, અવાજે તેણે કહ્યું;" ટૂંકું પતાવજો."

કાસમઅલીની વાત ખોટી નહોતી. પ્રિયવદનને ચિત્રકળાનો ઘણો શોખ, તેથી તેનો આખો બંગલો કળામયરીતે ચિતરાયેલો હતો. અત્યારે તે ઉપલા માલની ગેલેરીમાં નવી ઢબની આરામ ખુરસીમાં બેઠો હતો. સામે નાનું સુંદર લંબચોરસ ટેબલ. આજુબાજુ સુન્દર પોપટિયા રંગે રંગેલી નેતરની ખુરસીઓ.

ચારે બાજુ માટી તથા અન્યધાતુઓના બનાવેલા રંગબેરંગી પક્ષીઓ; દીવાલ તથા છત પણ સુન્દર રીતે રંગેલાં.

"આવો, આવો, સાહેબ, બેસો"–બન્ને સાથે હસ્તધૂનન કરી આવકાર આપતાં તે બોલ્યો. ખુરસી પર બેસતાં બેસતાં કાસમે કહ્યું:

"માફ કરજો, મિ. પ્રિયવદન, આ બાજુ મધુસૂદનના બંગલા તરફ જતા હતા; ત્યાં તમારા બંગલાનું ચિત્રામણ વગેરે કળાકામ સાહેબને બતાવવા વિચાર આવ્યો એટલે તમને આવે વખતે અકારણ તસ્દી આપી."

"અરે તસ્દી શાની? ઘર તમારુંજ સમજો—અરે માધુ— બોલો સાહેબ ડ્રિન્ક લેશો કે ચા કૉફી?"

"હું તો ભાઈ, ચાજ લઈશ-સાહેબ, આપ?" કાસમે જમશેદજીને પૂછયું.

જમશેદજીનો કચવાટ હજુ છેક શમ્યો નહોતો. ટૂંકમાં તેણે કહ્યું: "કૉફી". ઉપયોગી વખત બરબાદ થતો હતો. મધુસૂદન કદાચ બહાર ઉપડી જાય એ પણ એના મનમાં ભય હતો. પણ પ્રસંગાનુસાર વર્તવામાં તેણે ડહાપણ જોયું. કાસમને છંછેડવાથી કામ સુધરે તેમ નહોતું.

કાસમમાં વાચાળતા આવી હતી. પ્રિયવદનને ઉદ્દેશીને તે બોલ્યો:

"મને તો સાહેબ, આપની ચિત્રકળાના શોખ માટે ઘણું માન છે; વેપાર અને કળાનો શોખ બે સાથે ભાગ્યેજ મળી આવે."

"અસલ તો હું ચિત્રકાર ખરોને? માણેકચંદ શેઠનો આધાર ન મળ્યો હોત તો આજે હું કોઈ સ્ટુડિયોમાં રંગ ને પીંછી વડે કામ કરી રહ્યો હોત!"

"બિચારા માણેકચંદ શેઠ! એના મૃત્યુના ભેદના ઉકેલ માટે તો અમે તલપાપડ થઇ રહ્યા છીએ!"

"મધુસૂદનને મળવા એ માટેજ જતા હશો—પણ હું ધારું છું કે એની મૌખિક જુબાની તો તમે લીધી છે!"

"હા, પણ કેટલીક વાત વધારે વિગતવાર સાંભળવી યોગ્ય લાગે છે, માટે તો જમશેદજી સાહેબને લઇને હું ત્યાં રહ્યો છું!"

આ બધો વખત જમશેદજી એક શબ્દ બોલ્યા નહોતા.

એક પળનાં મૌન પછી પ્રિયવદને કહ્યું; "મધુસૂદન પણ સૌન્દર્ય—પ્રિય રસિક પુરુષ છે—ભલા એના તરફ તમે શંકા દૃષ્ટિથી તો જોઇ રહ્યા નથીને?"

"એટલે?" જમશેદજી પ્રથમવારજ બોલ્યા.

"બિચારો સંયોગોનો ભોગ થઇ પડયો છે. સંયોગોજ એવા છે કે તેના પર સૌને સંદેહ ઉત્પન્ન થાય."

"ત્યારે તમે એ નિર્દોષ છે એમ માનો છો? શાથી?" જમશેદજીએ પૂછ્યું.

"શાથી? મધુસૂદન એવું કામ શકેજ નહિ—તેથી."

"સવારથી અત્યાર સુધીમાં આપ સહિત ત્રણ જણાયે આવોજ અભિપ્રાય આપ્યો—લગભગ એજ શબ્દોમાં! હું તમને પૂછું છું, મિ. પ્રિયવદન,—હું કાંઇ મધુસૂદન વિરુદ્ધ પૂર્વગ્રહ

બાંધી બેઠા નથી, પણ એક સાધારણ પ્રશ્નજ પૂછું છું–કે મધુસૂદનને લક્ષ્મીબેન વચ્ચે ગાઢમૈત્રી છે. ઘણું કરીને એ કારણે–અથવા બીજાં કોઇ કારણે–માણેકચંદ અને પ્રિયવદનનાં મન ઉંચાં થયેલાં. બનાવને દિવસેજ માણેકચંદે કઠોર શબ્દો ઉચ્ચારેલા. એ શબ્દોની પાછળ રહેલાં અપમાન, તિરસ્કાર, લાંછના સ્પષ્ટ છે. શું સંભવ નથી, મિ. પ્રિયવદન!—માત્ર સંભવજ કહું છું—કે માણેકચંદ ઉપર ગયા; તેની પાછળ એ ગયો હોય, અને, ભલે ગમે તેવો સાધુ પુરુષ હોય, પણ ઉશ્કેરાટ ભરી ક્ષણમાં એ ન કરવાનું કરી બેઠો હોય?"

પ્રિયવદન ખડખડાટ હસી પડયો. અહીંજ આપ સૌની ભૂલ થાય છે. મધુસૂદનને લક્ષ્મીબેન પોતાના ભાઇ કરતાં અધિક ચાહે છે. માણેકચંદની એ ખાત્રી હતી. એ તકરારો સ્નેહ–કલહો હતા. માણેકચંદ ધંધા ઉદ્યોગમાં ઊંડાને ઊંડા ઊતરતા જતા હતા. અલબત્ત ધન કમાતા હતા, પણ જે રસિક જીવનથી તે વિમુખ થતા જતા હતા, તે જીવન તરફ તેને વાળવા લક્ષ્મીબેન તથા મધુસૂદન પ્રયાસ કરી રહેલા—વાત ખાનગી ન રાખું, તો માણેકચંદને કાશ્મીર વગેરે ફૂલઝાડથી ભરચક પ્રદેશોમાં ઘસડી જવા બન્નેએ યુક્તિ રચેલી. દીવાનખાનામાં માણેકચંદે ઉચ્ચારેલા શબ્દો ક્રોધ ભર્યા માનવામાંજ આપ સૌની ભૂલ થાય છે! એમાં સ્નેહનો રણકો હતો—પોતાના ધંધામાંથી ફારેગ થઇ બે ત્રણ માસ માટે કાશ્મીર તરફ પોતાને ઘસડાવુંજ પડશે એમ તેની થયેલી ખાત્રીને લીધે તેણે મધુસૂદનને મીઠો ઠપકો આપેલો!'

બન્ને ડિટેક્ટિવો અવાક્ થઇ ગયા. સમગ્ર પ્રશ્ન આ દૃષ્ટિથી તેમણે જોયેલોજ નહિ. મધુસૂદન તરફ સૌના પક્ષપાતનો અર્થ

હવેજ તેમને કાંઈક સમજાયો. પ્રસંગનો આખો દષ્ટિ–કોણ જાણે ફરી ગયેલો લાગ્યો.

જરાવાર રહી કાસમ બોલ્યોઃ

"એ ગમે તેમ હોય! મધુસૂદનને મેં તો પ્રથમથીજ શંકિત પુરુષોની કક્ષામાંથી બાદ કર્યો છે—વારુ, તો મિ. પ્રિયવદન, આ ખૂન ઉપર તમે કાંઇ પ્રકાશ નાખી શકો છો?"

"ખૂન જ છે એમ પોલિસની ખાત્રી છે?"

"ત્યારે—ત્યારે—શું એ આપઘાત હોવાનું આપ માનો છો, મિ. પ્રિયવદન!"

"એ પણ સંભવિત નથી લાગતું!"

"પણ માણેકચંદ આપઘાત શા માટે કરે? હેતુ વગર કશું બનતું નથી–કાંઇ કારણ ખરું એમને એમ કરવાનું!" કાસમ બોલ્યો.

"મનુષ્યનાં હૃદયનો અન્તર્ગત મર્મ પારખવો અશક્ય છે. આપઘાત ન હોય તો ખૂન શી રીતે હોય તે હું સમજતો નથી. છતાં આપઘાત પણ હેતુ વગર તો ન હોય તે હું સમજી શકું છું. છું. એ કોયડો ઉકેલવા હું અસમર્થ છું.!" પ્રિયવદન બોલ્યો.

ખુરશીને જરાવાર અઢેલી, પછી ટટ્ટાર થઇ, કાસમ બોલ્યોઃ

આપે યોગ્યજ કહ્યું. હેતુ વગર કોઇ કશું કરતું નથી. તેથીજ આ કેસમાં મુશ્કેલી ઊભી થઈ છે— અને હેતુ પરખાય તો અમુક વ્યકિત ચોક્કસ સંયોગોમાં ચોક્કસ રીતે વર્તે એમ આપણે કહી શકીએ. વાત એમ છે, મિ. પ્રિયવદન, કે જમશેદજી સાહેબ સાથે એજ ચર્ચા હું કરી રહ્યો હતો. માણુસનું હૃદય

કવિઓ ઘણીવાર સરોવર જેવું કહે છે. સંસ્કૃતના વિદ્વાન એક મારા મિત્રે કોઇ ઠેકાણે કાલિદાસે માણસનાં હૃદયને, અન્દર ગૂઢ રહેલા મગરવાળાં સ્વચ્છ સરોવર—"

"हृदा: प्रसन्ना इव गूढनक्रा:......." પ્રિયવદન બોલી ઊઠયો.

"તમે વેપારી ન બન્યા હોત તો અચ્છા ચિત્રકાર અને કવિ થાત મિ. પ્રિયવદન!—હં, ત્યારે મનુષ્યનાં હૃદયને પારખવું સહેલ નથી. અરે! કોઇ કોઈવાર આપણા જીવનભરનો સાથી, મિત્ર, કે ભાઈ, કે કોઈ સગું—પોતાનું આખું જીવન આપણા નિકટ સમાગમમાં વ્યતીત કરે, ને તોયે તેનાં અન્તર્ગત હૃદયમાં શું ભર્યું હોય એનો આપણને ખ્યાલ પણ ન આવે."

જમશેદજી ઊંચાનીચા થવા લાગ્યા. તેને વચ્ચે પડી વાત અટકાવવાની ઇચ્છા થઇ આવી.

એટલામાં ચા કૉફી આવ્યાં.

ચાનો કપ મોઢે માંડતાં પ્રિયવદન બોલ્યો:

"તમારી વાત ખરી હોય, મિ. કાસમઅલી, છતાં આપઘાત કરવાનો કોઈ હેતુ હું તો કલ્પી શકતો નથી. મારા ને માણેકચંદ શેઠ વચ્ચેના ગાઢ સંબંધીની વાત તો આપ જાણો છો! એટલેજ મને ઘણું આશ્ચર્ય થાય છે!"

"વાત એમ છે," કાસમ બોલ્યો, "કે માણસનું હૃદય વિચિત્ર રીતે કામ કરે છે; એ વાત તદ્દન સત્ય છે; છતાં જો માનવસ્વભાવનો આપણે અભ્યાસ કરીએ, તો મનુષ્યના મનની પ્રવૃત્તિઓનો આપણને સહજ ખ્યાલ આવી જાય છે.

"એક દૃષ્ટાન્ત લઈએ. ધારો, મિ. પ્રિયવદન, કે એક માણસ બહુજ સાધારણ સ્થિતિનો છે. બુદ્ધિ છે; વિદ્યા છે; સંસ્કાર છે; પણ ધન નથી. છતાં મહત્ત્વાકાંક્ષા ઉત્કટ છે; તે સાથે સ્વમાનની લાગણી પણ એટલીજ છે.

એ માણસને ધનાઢ્ય થવું છે. મહાન થવું છે. જગતના બીજા—જેને મોટા માણસો ગણવામાં આવે છે તે—ની હરોળમાં ઊભા રહેવું છે. ધારો કે આવી મહત્ત્વાકાંક્ષાથી પ્રેરાઈ નૌસારી વલસાડ જેવાં નાનાં ગામનો તમારી માફક ત્યાગ કરી—તમારો દાખલો લેવા માટે ક્ષમા કરજો—મુંબઈ આવે છે.

"તેને અમુક સંયોગોમાં કોઈ ધનાઢ્ય માણસ સાથે ઓળખાણ થાય છે. તે માણસને પણ હજુ વધારે ધનાઢ્ય થવું છે. બીજા અનેક ધંધાની પ્રવૃત્તિઓ આદરવી છે. પેલા યુવાનની વિદ્યા, આવડતથી પોતાને ઘણો લાભ થશે એમ તેને સમજાય છે. પેલા યુવાનને તે સહાય કરે છે, ને ધીમે ધીમે પોતાની પ્રવૃત્તિઓમાં રસ લેતો કરે છે. પેલો યુવાન એમાં પોતાનું ભાવિ જુએ છે, ને નસીબયોગે મળી ગયેલ આશ્રયનો પૂરો લાભ લઈ પોતાના આશ્રયદાતા સાથે રહી અનેક વ્યાપાર—જંગ ખેલે છે.

"કોઈ ચોક્કસ વ્યક્તિનો ઇતિહાસ દૃષ્ટિ સમક્ષ રાખીને વાત તો નથી કરતાને, કાસમઅલી!" પ્રિયવદને હસી પડતાં કહ્યું; "જો, જો, 'ડીફેમેશન' જેવો પણ એક કાયદો છે, હાં!" કહી ખડખડાટ તે હસી પડયો.

કાસમ બોલ્યો;

"આતો મારી 'થિયરી' સમજાવવા જે દષ્ટાન્ત મને નજીકમાં નજીકનું તાજામાં તાજું મળી આવ્યું, તે લીધું—માફ કરજો, હાં મિ. પ્રિયવદન!—હાં, હું શું કહેતો હતો?—હા, હવે પેલો આશ્રયદાતા ઘણી વાર યુક્તિપ્રયુક્તિ ખેલે છે, ને કેટલીક વાર નીચ પ્રપંચો કરે છે; પેલા યુવાનને તેમાં, ગમે કે ન ગમે તોયે, ઘસડાવું પડે છે—હવે કહો, એ યુવાનનું માનસ શી રીતે કામ કરી રહ્યું હશે?"

જમશેદજી ડોળા કચકચાવતો બેસી રહ્યો. પ્રિયવદન બોલ્યોઃ

"જરૂર, જો યુવાનનાં હૃદયમાં સ્વમાન હોય તો તે ઘવાતું હશે!"

"બરાબર કહ્યું," કાસમ બોલ્યો; "પણ એથી એક ડગલું આગળ. પેલા શેઠ અવારનવાર યુવાનને કહે છેઃ જોયું ને! મારે લીધે તને પણ કેટલો લાભ થાય છે? વાડ વગર વેલો ન ચઢે, હાં!" પેલો યુવાન ઘણો માની છે; એને આવી વાતો ગમતી નથી. ભલે શેઠને લીધે તે કમાયો હોય; પણ પોતે પણ પોતાની બુદ્ધિ ને ચાતુરી વાપર્યાં છે; પોતે પણ મહેનત કરી છે; વળી ઉપકાર કરીને 'હું તારા પર કેટલો ઉપકાર કરું છું' એમ કહેનાર માણસ પ્રત્યે અણગમોજ નહિ; પણ તિરસ્કારની લાગણી ઉત્પન્ન થાય છે. પેલા પુરુષને પણ તેમજ થાય છે. વખત જતાં શેઠનાં આવાં અભિમાની વર્તનથી તેને તેના તરફ તિરસ્કાર ઉત્પન્ન થાય છે. વખત જતાં તે તિરસ્કાર ગાઢ બને છે. પોતાનો પૈસો, ધન, આબરુ, પ્રતિષ્ઠા—આ સર્વ પર તેને અણગમો આવે છે. એનો ત્યાગ તો એ કરી શકતો નથી; એ

એને પ્રિય તો છે; પણ પેલા ઉપકારની ડિમડિમ વગાડનાર શેઠને લીધે એના જીવનમાં શોકની ઘેરી છાયા ઊતરે છે.

"વખત પસાર થાય છે. શેઠ પર હવે એને ગાઢ તિરસ્કાર ઉત્પન્ન થયો છે. પણ પોતે સમજુ છે, ઠાવકો છે; એટલે પેલા—તમે શું કહ્યું ? गूढमन्त्राः ની માફક બધું હૃદયની અન્દર છુપાવે છે; બહારથી જોનારને એ બે વચ્ચે ઘણો મેળ છે; બન્ને હળેમળે છે; સાથે ઊઠે બેસે છે; પણ એકનાં હૃદયમાં ઉપકારવૃત્તિનું તીવ્ર અભિમાન અને બીજાના હૃદયમાં એટલોજ ગૂઢ પણ ઉત્કટ તિરસ્કાર છે. સમજ પડે છે ?"

પ્રિયવદને માત્ર ડોકું હલાવ્યું.

"હવે," કાસમે આગળ ચલાવ્યું, " દારુની સુરંગને ચિનગારી લાગતાં ભડાકો થાય તેવો પ્રસંગ બને છે. બે યુવાન સાયન્ટિસ્ટોએ નવા પ્રકારની શોધ કરી છે. ધારો કે નવી જાતનાં ઇલેક્ટ્રિક કૂકરની—"

પ્રિયવદન એકાએક ચમકયો; તેનામાં અસ્વસ્થતા વધતી જતી સ્પષ્ટ થવા લાગી. જમશેદજીના કાન સરવા થયા. એકાએક જમશેદજીને ભાન થયું કે આ લાંબાં પિષ્ટપેષણ પાછળ કાસમની કાંઇક યુકિત છે; આ બધી વાતોને ને માણેકચંદના ખૂન—કે આપઘાત સાથે સીધો સંબંધ છે એવું એકાએક એને ભાન થયું. એણે ટટ્ટાર થઇ હવે ધ્યાનપૂર્વક સાંભળવા માંડયું. પ્રિયવદનના મુખતરફ જોતાં તેમાં એકાએક આવેલી ફિકાશ એ જોઈ શકયો. એટલામાં કાસમે આગળ ચલાવ્યું—

"પેલા શેઠને આશ્રય આપવા તે યુવાનોએ વિનંતિ કરી. શેઠે એ નવી શોધની આખી 'ફોર્મ્યુલાઓ' અને વિગતો પોતાની

પાસે બે દિવસ રાખી જવા યુવાનોને કહ્યું. શેઠે પેલા આશ્રિત પુરુષને એ બધું બતાવ્યું. ફૉર્મ્યુલાઓ ઊતારી લીધી; ને એક હલકટ નીચ કાવતરું રચ્યું. પોતાનાં કારખાનામાં એ ફૉર્મ્યુલા પ્રમાણે નવાં ઇલેક્ટ્રિક કૂકર તાબડતોબ તેણે બનાવવા પેલા પુરુષ સાથે ગોઠવણ કરી. એ આશ્રિત પુરુષને આ પ્રપંચ ગમ્યો તો નહિ. પણ ધનલોભે, કે શેઠ જોડે તકરાર ન કરવી—છેવટે જવાબદારી તો શેઠની જ છે, પાપનો મુખ્ય ભાગ તો તેમનેજ ફાળે જશે, એવા કાંઇક વિચારથી— તેણે સાથ આપ્યો. પેલા નવયુવાનોને શેઠે હિમ્મત આપ્યાં કરી; કાંઈક કરવાનું વચન આપ્યું, ને વાત લંબાવ્યા કરી. પેલા ભોળા યુવાનો બિચારા શેઠ પર ભરોસો રાખી વિલંબ સહન કરી રહ્યા. એટલામાં તો નવી જાતનાં કૂકરો બજારમાં આવી ગયાં. પેલા યુવાનોને શેઠે પાણીચું પકડાવી દીધું.

આ ઘાતકી નીચ કામથી ધનલાભ પુષ્કળ થયો, પણ પેલા આશ્રિત પુરુષના હૃદયમાં શેઠને માટે હાડો હાડ તિરસ્કાર વ્યાપી રહ્યો— સંભવ નથી, એમ થવાનો ?" અચાનક કાસમે પ્રિયવદનને પૂછ્યું; પ્રિયવદનની જીભ જાણે સિવાઈ ગઇ. તેણે આજુબાજુ જોવા માંડયું. તેની વિહ્વળતા વધી ગઇ; જમશેદજીના ખ્યાલમાં બધી વાત આવી ગઇ. એ પણ હવે તો આગળ વાત સાંભળવા આતુર થઈ રહ્યો.

કાસમે આગળ ચલાવ્યું:

"પણ વાત આટલેથી અટકી નહિ; સંભવ છે કે શેઠે તે પુરુષને વારંવાર કહેવા માંડયું:—'જોઇને મારી યુકિત ? મને પણ લાભ થયો; ને તું હા, ના, કરતો હતો, પણ તને પણ કેટલો

ધન લાભ થયો ? એ તો હું હોઉં નહિ, ને તારી આ સ્થિતિ હોય નહિ !'

"પેલા યુવાનને હાડોહાડ તિરસ્કાર વ્યાપી રહ્યો. તેને ધન મળ્યું હતું; પણ તેનો આત્મા હણાયો હતો. પોતે ભણેલો હતો; કળાકાર હતો; સારાસારનો પોતાને વિવેક હતો. પણ પોતાનું બધું ધન પાપના સ્પર્શથી લાંછિત હતું; પોતાનું સ્વમાન, પોતાની નીતિમત્તા, ભાવના—આ સર્વ નાશ પામ્યાં હતાં. આ સ્થિતિમા તેનાં હ્રદયમાં પેલા શેઠને માટે ભયંકર તિરસ્કાર વ્યાપી રહ્યો.

"એક સવારની વાત્ત છે. છાપામાં જાહેરાત આવે છેઃ 'ન્યૂ ઇલેક્ટ્રિક કૂકર'ની કમાણીમાંથી અમુક ટકા, એ કંપનીના માલિકો, વિજ્ઞાનની નવી શોધોને માટે અનામત રાખવાના છે. વિજ્ઞાનની શોધખોળ કરનારાએ આર્થિક મદદ માટે મળવું. નીચે નામ છે પેલા શેઠનું, તેમજ પેલા ગૃહસ્થનું પણ. વર્તમાનપાત્રની આ જાહેરાત વાંચી પેલા પુરુષના હ્રદયમાં ભયંકર ક્રોધ સળગી ઉઠે છે. કેટલી નીચતા ? પાપ કર્યા પછી આવી નીચ મશ્કરી ? અને સાથે પોતાનું નામ પણ આ પ્રમાણે સંડોવાવાનું ?

પેલા શેઠનું ઘર પાસેજ છે. તે ઝપાટાબંધ પોતાને ઘેરર્થા નીચે ઊતરે છે. પેલા શેઠને તે વરંડાની નીચેના દાદર પરથી પોતાના માળ પર જતા જુએ છે. ભયંકર આવેગથી તે જાય છે; શેઠ પોતાના માળમાં ધીમે ધીમે પ્રવેશ કરે છે. એટલામાં તે પાછળ જઈ પહોંચે છે. શેઠના ટેબલના અર્ધ ખૂલ્લાં ખાનામાં તે છરી જુએ છે. તેના મગજ પર શયતાન

સ્વાર થઈ બેઠો છે. વર્ષોના દબાવેલા ક્રોધ, તિરસ્કાર, ઊછળી આવે છે. શેઠ સોફાપર બેસે છે, એટલામાં તેના ગળામાં છૂરી ભોંકી દે છે! જરા પણ અવાજ વગર, અસ્પષ્ટ હુંકારા વગર પણ, શેઠ સોફા પર ફસડાઇ પડે છે, ને તત્કાળ મૃત્યુ પામે છે. એક ક્ષણુ પણ ત્યાં ન થોભતાં છરી તેજ ખાનામાં મૂકી દઇ, આવેલે માર્ગે તે પાછો પોતાને ઘેર ચાલ્યો જાય છે. ઘરના નોકર ચાકરો સૌ કામમાં રોકાયેલા હોઇ તેનાં સદ્દભાગ્યે તેને કોઈ જોતું નથી! પોતે ઘેર પહોંચી જાય છે, ને સીધો બાથરૂમમાં–ડાઘ પડયા હોય તો તે ધોઈ નાખવા કે પોતાની Alibi–(ખૂનવાળા સ્થળે ન હોવું તેની સાબિતી)–પુરવાર કરવા પેસી જાય છે!

થોડીજ ક્ષણુમાં શેઠને ઘેર બૂમરાણુ મચી રહે છે! માણેકચંદ શેઠ મૃત્યુ પામ્યા છે. બાથરૂમમાંથી ભીને ડિલે તે દોડી જાય છે, નીચેજ મધુસૂદન મળે.......... ”

પ્રિયવદન સફાળો ઊભો થઇ ગયો. તેજ ક્ષણે જમશેદજીના રાઠોડી હાથોએ તેના ખભા પર ભીંસ દઇ તેને ખુરસી પર પાછો બેસાડી દીધો. કાસમ ઊભો ગઇ ગયો— “ કહો! શું કહેવું છે?”

પ્રિયવદન બન્નેની સિંહ સમી વિકરાળ આંખો તરફ ફાટે ડોળે જોઇ રહ્યો. પણ સંયમી હોવાથી તરત તેણે થોડી સ્વસ્થતા પ્રાપ્ત કરી અને કાસમના પ્રશ્નના ઉત્તરમાં કહ્યું; “એટલુંજ, કે જાણે તમે ત્યાં હાજર જ ન હો, એટલી બારીકીથી સત્ય ઘટનાનું તમે બ્યાન કર્યું છે. કહો! શો હુકમ છે? હાથકડી લાવ્યા છો? આ રહ્યા મારા હાથ!”

"ના, તમારા પર વિશ્વાસ છે. તમારા જેવાને હાથકડી ન શોભે. ઊભા થાઓ !" કાસમે કહ્યું:

ઊભા થતાં એકાએક પ્રિયવદન બોલ્યો; "તમારા મનો-વ્યાપારના વાંચનમાં એકજ ત્રુટિ રહી ગઇ, કાસમઅલી! ડિટેક્ટિવ પણ કોઇવાર ભૂલ થાપ ખાય છે—" એટલું કહેતાં વીજળીના પલકારા જેટલા સમયમાં તેણે પહેરણના ગજવામાં હાથ ઘાલી તેમાંથી કોઈ વસ્તુ કાઢી મોંમાં મૂકી દીધી, અને કહ્યું, હવે મને તમે લઇ જઇ શકો તેમ નથી !"

એટલું કહેતામાં એકાએક તેનાં શરીરમાં તાણ આવી, એક સજ્જડ આંચકો આવ્યો અને તે ખુરસી પર ને પછી ભોંય પર પછડાઇ પડયો. પડતાં પડતાં લાગેલી તેની લાતથી ટેબલ પરના કપ રકાબીનો ભૂક્કો ઊડી ગયો—

અને પ્રિયવદનનું શબ તે કાચના કકડાઓ વચ્ચે સપાટ લાંબું થઇ પડી ગયું.



# સ્વપ્નતિથિ

આમ તો મગનલાલ દેસાઇને થોડીક બાપુકી જમીન હતી. અસલ તેના વડવાઓ પાસે ઘણી જમીન. પણ ભાગલાગ, દેવાં પેટે વેચાણ, એમ કરતાં કરતાં થોડીક જમીન રહેલી, તે મગનલાલના હાથમાં આવી.

એ કવિ હતા ખરાને, નહિતર તો કરકસર, ચોકસાઇ, ધ્યાન વગેરે વડે તે જમીનને વધારે ફળદ્રુપ બનાવી શકયા હોત અને કદાચ વધારી શકયા હોત—એટલી બુદ્ધિમત્તા તો એનામાં હતી. પણ નાનપણથી કાંઇક કવિતા રચવાનો શોખ પડી ગયેલો એટલે કલ્પનાના ઉડ્ડયનોમાં આકાશ સુધી પહોંચી ગયેલા કવિને, ધીમે ધીમે ઢોરઢાંખર ઓછાં થવા લાગ્યાં છે, જમીનની આવક ઘટતી ચાલી છે અને તિજોરીનું તળિયું દેખાવા માંડયું છે એ વાતનો ખ્યાલ ગંભીર રીતે કદી આવતોજ નહિ.

આવતો માત્ર એની પત્ની કુસુમને. પતિ સાથે ઘણી વાર તે ઝગડતી; તેને મેણાં મારતી; પટાવતી, ફોસલાવતી, સમજાવતી, પણ કવિ થોડી વાર સીધા ચાલતા; કામકાજમાં લક્ષ આપતા; પણ વળી પાછા ટૂંક સમયમાંજ પોતાનાં અસલ સ્વરૂપમાં આવી જતા.

કાવ્યોથી ચોપડાઓના ચોપડા એમણે ભરી કાઢેલા; બીજું એ ઘણું ઘણું લખેલું; પણ ન વરી તેમને કીર્તિ કે ન વરી તેમને લક્ષ્મી.

એક બપોરે કુસુમનાં સખ્ત વાગ્બાણોનો પ્રહાર થયો. "તમારામાં પાણી હોત, તો આ ભૂખડી બારસ જમીન પર પડી ન રહેતાં તમે તમારું નસીબ ક્યાંક અજમાવ્યું હોત! પણ કાગળ અને કલમ હાથમાં પકડી બેસી રહ્યા છો– તે તમારાથી કાંઇ વળવાનું નથી! પાંચ વર્ષમાં આ જમીન પણ ગીરો ન મુકાય તો મને કહેજો...' વગેરે

હવે ખરું પૂછો તો કવિ કુસુમને હૃદયપૂર્વક ચાહતો હતો; તેને સંતુષ્ટ કરવા તેની હાર્દિક ઇચ્છા પણ હતી; પણ કેમ કરીએ તો શું થાય એ તેને સૂઝતુંજ નહોતું. કુસુમ પણ પોતાને અંતરનાં ઊંડાણમાંથી ચાહે છે એ પણ કવિને માલૂમ હતું— અને તેથી તો આવા નાના મોટા અનેક આંચકા સહેતું તેમનું સહજીવન છિન્ન ભિન્ન થયા વગર સમયના પ્રવાહમાં માર્ગ કાપી રહ્યું હતું. પણ કોણ જાણે કેમ કુસુમના શબ્દોએ આજે તેનાં અંતરને વ્યથિત કરી દીધું. પોતે કાવ્યો રચે છે, કવિ છે, નિજાનંદની મસ્તીમાં મજા માણી રહ્યો છે; પણ કુસુમનું શું? એ કાંઇ કવિ–કવયિત્રી–નથી. એને તો સામાન્ય મનુષ્વોના જેવા રાગદ્વેષ છે; એને સામાન્ય મનુષ્યોના જેવા મોજશોખની સ્પૃહા છે; એને હરવું ફરવું છે; સમાજના પ્રતિષ્ઠિત ગણાતાં નરનારીઓના સમાગમમાં આવવું છે; એના કોડ નિષ્ફળતાને લીધે એનાં અંતરને વ્યથા કરી રહ્યા છે–આવા

વિચારોમાં તલ્લીન થઈ બારી પાસે સાદડી નાખી, ઓશીકાં પર માથું મૂકી તે આડો પડયો.

કુસુમ પડોશણને ત્યાં ગઇ હતી; ઘરમાં એકાન્ત હતું; બારીએથી ફરફરાટ પવન આવતો હતો; એમાં કવિને મધ્યાહ્ન-નિદ્રા આવી ગઇ.

ગામડાંના માણસની માફક ડંગોરામાં બોચકું ભેરવી, ડંગોરો ખાંધે મૂકી મગનલાલ કવિ ઝપાટાબંધ આગળ વધી રહ્યો છે. દીર્ઘકાળને માટે તેણે ગૃહત્યાગ કર્યો છે. મહાન થયા સિવાય, કુસુમના કોડ પૂરી શકાય તેવી સ્થિતિ પ્રાપ્ત કર્યાં સિવાય, હવે પાછા આવવું નથી એવો નિશ્ચય છે. હૃદયમાં દૃઢ સંકલ્પ છે, ને તેને બળે પગમાં ખૂબ જોર આવે છે; ને તેથીજ લાંબો માર્ગ ઝપાટાબંધ કપાય છે.

અંધારું થઈ ગયું છે. સન્ધ્યા વીતી ગઇ છે. રાત્રિનો પ્રારંભ થઇ ચૂકયો છે; પણ માર્ગમાં કયાંય કોઈ ગામ કે સ્થળ દૃષ્ટિગોચર થતું નથી. તેથી આગળ ને આગળ ધપવા સિવાય અન્ય માર્ગ નથી.

૧

**એટલામાં ત્રિભેટો આવે છે. એક માર્ગ ડાબા હાથ ભણી, બીજો જમણા હાથ ભણી, ત્રીજો સીધો.**

કવિ સીધો માણસ હતો. તેણે સીધે માર્ગે જવાનું પસંદ કર્યું. રાતના લગભગ દશ વાગ્યા હશે; એટલામાં રસ્તો

નદી કિનારા સરસો આવી રહ્યો. એ માર્ગે કવિ આગળ ધપે છે. ચોથનો ચંદ્ર આકાશમાં ઊગે છે. ચંદ્રના ઝાંખા પ્રકાશમાં દૂર દૂર કવિ એક ગામ દેખે છે. નદીનો અર્ધવર્તુલાકાર હોવાથીજ ગામ દેખી શકાય છે.

પણ કવિના પગ હવે કહ્યું કરતા નથી. જીવનભરમાં આટલું કદી તે ચાલ્યો નથી. કલાકો સુધી ચાલી તેના પગનાં તળિયાં હવે તપી ગયાં છે. પગો એકબીજા સાથે અથડાય છે ને લથડે છે.

એટલામાં એક નાનકડું મંદિર દેખાય છે. રસ્તા તરફ તેનો પાછલો ભાગ છે. આગલો ભાગ નદી તરફ પડે છે.

મંદિરનાં દ્વાર ઠોકતાં કોઇ કર્મચારી દ્વાર ખોલે છે. નાનકડો ચોક છે. વચ્ચે રામનું મંદિર છે. પાછળ કર્મચારીની ઓરડી છે. જમણા હાથ તરફના ઓરડાઓ બાવાજી માટે વપરાય છે.

રાતને વખતે અચાનક આવી ચઢેલા આવા યુવાન મુસાફરને જોઇ કર્મચારી કાંઇક શંકાની દૃષ્ટિથી તેના તરફ જુએ છે.

યુવાનના હાથથી મળેલા રૂપિયા એકના પ્રતાપે ઠંડું જળ તેની પીવા મળે છે; જમણી બાજુના ખૂણા પરની એક ઓરડી સુવા મળે છે.

માનસિક અસ્વસ્થતા અને શારીરિક શ્રમને લીધે કવિને વટલા ફૂટલા ખાટલા પર પણ ઊંઘ આવી જાય છે.

રાતના બાર વાગ્યા હશે.

એકાએક કોઇની તીણી ચીસ સંભળાઈ. કવિ સફાળો બેઠો થઈ ગયો. ક્ષણભર બેબાકળો થઇને આમ તેમ જોવા લાગ્યો. પણ ફરીથી કોઈ અસ્પષ્ટ ગુંગળાયેલો, અવાજ સંભળાતાં તે લાગલો ઊઠયો. તેની ઓરડીનું બારણું તો અધખુલ્લુંજ હતું. પોતાનો ડંગોરો લઇ એ એકદમ ઓસરી પર દોડી આવ્યો. ઊંઘમાં હતો એટલે ચીસ કયાંથી સંભળાઇ એ તો કળાઈ શકયું નહોતું, પણ ચીસ ને તેની પાછળ કાંઇક ધમપછાડા, અસ્પષ્ટ અવાજ, એવું તેણે સાંભળ્યું. ઓસરીમાં આવતાંજ તેને માલુમ પડી આવ્યું કે પોતાની ઓરડીથી એક મૂકી બીજી ઓરડીમાંથી આ અવાજ આવતો હતો. તરતજ એ તે તરફ દોડયો. બારણાંને જોરથી તેણે લાત મારી, બારણું જુનું પુરાણું અધખુલ્લું થઇ ગયું.

તેણે જે દશ્ય જોયું તે આ હતું.

કોઇ સુન્દર યુવતીના મોઢામાં ડૂચો મારી, તેનાં ઘરેણાં કાઢી તેનો ઢગલો બારીની પાળ પર કરવામાં આવ્યો છે. વિકારવશ, ભાંગ કે કોઇ માદક પેયથી મત્ત થયેલો એક મનુષ્ય તેના પર પાશવી અત્યાચાર કરવાને તૈયાર થઇ રહેલો છે. યુવતી ચીસ પાડી શકતી નથી. તેની છાતી ભયંકર ઉત્કમ્પથી કાંપી રહી છે, કપડાં અસ્તવ્યસ્ત થઈ ગયાં છે—પળ બે પળ વીતી ગઇ હોત તો તે પાશવી મનુષ્યના અત્યાચારનો કદાચ એ ભોગ થઇ પડી હોત—

કવિની કલ્પના આ બધું સમજી શકી કે કેમ એ કોણ જાણે; થાકેલા હારેલા પુસ્તકિયા કીડામાં આટલું જોમ કેમ આવ્યું તે કોણ જાણે; એણે શો વિચાર કર્યો તે કોણ જાણે;

પણ પોતાના ડંગોરા વડે બન્યું તેટલું જોર કાઢી તેણે સજ્જડ ફટકો પેલા માણસના માથામાં માર્યો. ભયંકર ચીસ પાડી તે માણસ જમીન પર પટકાઇ પડયો—તેની ખોપરી ફાટી ગઇ હતી.

પેલી યુવતીનાં મોંમાંથી ડૂચો કઢાતાંજ ભયથી થરથરતી, ગભરાયલા, અકળાયેલા બેબાકળા અવાજે તે બોલી: "નાસો, નાસો, અહીંથી નાસી છૂટો. પછી બધી વાત–" કહી તે બારણાની સામેની બારી તરફ દોડી. પાછળ કવિ દોડયો. બારી મોટી હતી; બન્નેએ બારીમાંથી નદીની રેતી પર ભૂસકો માર્યો, અને ચંદ્રના આછા પ્રકાશમાં બન્ને દોડયાં.

નદીના કિનારા પર થોડોક વખત દોડયા બાદ વૃક્ષોની ઘટા આવી. ત્યાં બન્ને બેઠાં.

ઉતાવળમાં, ગભરાતાં, અત્યંત ક્ષોભથી યુવતીએ પોતાની વાત કહી....ગામની એ વતની. થોડું ગણું ભણેલી. માબાપ સંસ્કારી નહિ. ત્રીજવર જોડે સગપણ કરેલું. સગપણ સામે તેણે તીવ્ર વિરોધ કરેલો. ગામમાં એક યુવકના સમાગમમાં આવેલી. તેણે તેને ખૂબ હિમ્મત આપેલી. અણીનો વખત આવતાં પોતે તે યુવકને પોતાની સાથે લગ્ન કરી લેવા વિનતિ કરી. યુવકમાં એટલી હિમ્મત નહોતી. છેવટે પેલા ત્રીજ વર સાથે લગ્નનો દિવસ સમીપ આવતાં તે ઘરમાંથી આજેજ સાંજે નાસી છૂટી. પેલા યુવકે સહાય આપવા કહેલું. આડો અવળો સીમનો માર્ગ કાપતાં પેલા યુવક સાથે તે ઠીક ઠીક દૂર નીકળી ગઈ. પણ પરીક્ષામાં પેલો યુવક કથીર નીકળ્યો. સીમનું નિર્જન એકાંત, રાત્રિનો સમય, ને પોતાની

અસહાયતા—એનો એ લાભ લેવા લલચાયો- એની આ પાશવવૃત્તિ મૂળથીજ તેનામાં ઘર કરી રહી હોવી જોઇએ.

દ્વંદ્વમાં તેણે યુવકને, લાગ જોઇ, પેટમાં સજ્જડ લાત મારી. યુવક ધબ્બ કરતો પડી ગયો. મોઢે ફીણ વળી આવ્યાં, ને તમ્મર ખાઇ નીચે પડયો.

પોતે મુઠ્ઠી વાળી જે દિશામાં ફાવ્યું તે દિશામાં દોડી.

સાંજ પડતાં આ મંદિરમાં આવેલી. પૂજારીએ પ્રથમ તો વહેમાઇને, તથા પોતે નકામી કોઇ ભાંજગડમાં આવી પડે, એમ ધારી આશ્રય આપવા ના પાડેલી. છેવટે તેણે વિચાર ફેરવ્યો. યુવતીને પેલી ઓરડી આપી. મધરાતે પૂજારી તે ઓરડીમાં આવ્યો—પછી શું થયું તે તો કવિને ખબર હતી.

કવિને આ પ્રસંગ અવનવો હતો. કાવ્યમાં તેણે ઘણી કલ્પના—મૂર્તિઓ સરજી હતી. પણ આ યુવતી બધા કરતાં ભિન્ન હતી. ગામડાંમાં રહી તેણે આરોગ્ય કેળવ્યું હતું. શરીરે સુદૃઢ, સુન્દર, નમણી હતી. તેનો બાંધો, તેની ટટ્ટાર દેહ—દૃષ્ટિ, ને હમણાજ પડેલા શારીરિક શ્રમને લીધે વૃદ્ધિંગત થયેલી તેની લાલી—આ સર્વ મોહક હતાં. મધરાતનો સમય; નિર્જન એકાન્ત; ચન્દ્રનો ઝાંખો પ્રકાશ; ખળખળ વહેતી નદીનું મધુર સંગીત—આ સર્વ ઉન્માદક તત્ત્વોથી કવિનાં હૃદય અને શરીરમાં થનગનાટ થવા માંડયો.

તેનો મનોભાવ કળી ગઇ હોય તેમ પેલી યુવતી અચાનક બોલી ઊઠી: “હું હતભાગી છું; પેલા યુવક અને પૂજારીથી જુદી કક્ષાના તમે લાગતા નથી !”

આ ચાબૂક કવિની ક્ષણિક ઉન્માદ વૃત્તિને સપાટો મારીને હાંકી કાઢવા પૂરતાં હતાં. ઘેર કદાચ પોતાની શોધખોળમાં આકાશ પાતાળ એક કરી નાખતી કુસુમ તેને યાદ આવી–તે પાછો અસલ, સાદો, ભોળો, પવિત્ર, કવિ થઇ ગયો. તે બોલી ઊઠયો: "બ્હેન !"—

"બદમાશ—" અવાજ સાથે તેની પીઠપર કાઠીનો ભયંકર ઘા પડયો ને તે સાથે પેલી યુવતી ચીસ પાડી સફાળી બેઠી થઈ ગઇ. મંદિરનો કર્મચારી, પેલો યુવક, ને યુવતીના ગામના બે ત્રણ માણસો ત્યાં આવી પહોંચ્યાં હતા.

કવિને પોલિસને સ્વાધીન કરવામાં આવ્યો. યુવતીને ભગાડી મૂકવાનો ને પૂજારીનાં ખૂનનો તેના પર આરોપ મુકાયો. અન્યાયભર્યા આ આરોપ સામે કવિએ ઘણા ધમપછાડા કર્યા. પણ અનેક સંયોગોને આધીન થયેલા મૅજિસ્ટ્રેટે ફાંસીની સજા તો ન આપી, પણ વીશ વરસનાં Penal servitude–દેશનિકાલ સાથે જેલ–ની શિક્ષા કરી. સમાજના આ ભયંકર ચક્રપરિવર્તનથી ઉન્મત્ત થઈ ગયેલા કવિને કુસુમને ખબર આપવાની ઇચ્છા પણ ન થઇ.

વીશ વરસે પોતાને વતન પાછો આવ્યો, ત્યારે કુસુમ મૃત્યુ પામી હતી; ઘરબાર વેચાઇ ગયાં હતાં,

પોતે ભિખારી થઇ ગયો હતો.

૨

**એટલામાં ત્રિભેટો આવે છે એક માર્ગ ડાબા હાથ ભણી, બીજો જમણા હાથ ભણી, ત્રીજો સીધો.**

કવિએ જમણા હાથ તરફનો માર્ગ લીધો.

શું કરવાનું છે. કયાં જવાનું છે, પ્રગતિ કેમ સાધવાની છે, કુસુમ પૂર્ણ સંતોષ ને પ્રફુલ્લ ઉલ્લાસમાં રહી શકે એ સ્થિતિ શી રીતે પ્રાપ્ત થઇ શકે તેમ છે—આ કશું નિશ્ચિત નથી.

છતાં કવિ આગળ ને આગળ માર્ગે ધપી રહ્યો છે. એ પણ પ્રગતિ જ છે ના ?

રાતના દશેકનો સુમાર થાય છે. દીર્ઘકાળ પર્યન્ત શારીરિક શ્રમ લેવા ન ટેવાયેલા કવિના પગ થાકે છે ને લથડે છે. શ્રમથી ખિન્ન થઈ એક ગરનાળાની પાળ પર વિચાર કરતો વિશ્રામ લેવા તે બેસે છે.

હા ! શ્રમ છે ખરો ! વ્યથા—માનસિક તેમજ શારીરિક—છે ખરી; પણ શ્રમ વગર, દુઃખ વગર, સુખની પ્રાપ્તિ કદી થઇ છે ખરી ?

અને જ્યારે સુખ મળશે. જ્યારે ધન, પદવી, મહત્તા, સમાજમાં પ્રતિષ્ઠા—આ સર્વ પ્રાપ્ત થશે, ત્યારે કુસુમને કેવો સંતોષ થશે ? હર્ષના આંસુ સાથે પોતાની કોટે વળગી તે કહેશે. "જબરા નીકળ્યા તમે તો ! મારાં કટુવચનો શિવની માફક ગળી જઇ મને અમૃતનું પાન કરાવ્યું !" કેવી ધન્ય ક્ષણ તે હશે ?

—પણ હાય ! અત્યારે તો અંધકારભરી વનવગડાની સીમ, ભાવિની ઘોર અનિશ્ચિતતા, અને શારીરિક વેદના, એટલુંજ માત્ર છે !

એટલામાં થોડાક માણસોનું ટોળું તેણે રસ્તે આવતાં જોયું. પહેલાં તો તે ગભરાયો—પણ પછી લાગ્યું: ગભરાવા જેવું છે શું ?

પોતાની પાસે ફૂટી બદામ પણ નથી, જે લુંટાવાનો ભય હોય! કદાચ એ માણસોનેજ પોતાની પ્રવૃત્તિના સહાયક વિધિ કેમ ન બનાવે?

અને થયું પણ તેમજ. એ યુવાનોનું ટોળું હતુ મહાત્માજીના અસહકાર–યુગની પ્રેરણાથી દેશ સ્વાતન્ત્ર્યને ઝંખતું એક લડાયક યૂથ.

કવિની વાત તેમણે વિવેકપૂર્વક સાંભળી. બનતી સહાય કરવા આશા આપી.

કાળક્રમે આ યુવાનો સાથે કવિ અમદાવાદ આવ્યો.

અહીં રાષ્ટ્રિય વિચારો ધરાવતા એક મિલમાલેકને ત્યાં, પેલા અસહકારીઓએ એને ગોઠવી આપ્યો—અને કવિનું મિલ જીવન શરુ થયું.

પેલા યુવકો સાથે એને મૈત્રી થઇ હતી. દેશદાઝ તો એને હતીજ; દેશ સ્વાતન્ત્ર્યના સંગ્રામમાં સીધી રીતે પડવા તેની ઇચ્છા નહોતી, પણ પોતાનાં મિત્રયૂથને તે પોતાનાથી બનતી સેવા આપતો રહ્યો.

સરકાર સાથે સીધી લડતનો પ્રસંગ આવ્યો. પકડાપકડી થઈ. રાષ્ટ્રીય સંસ્થાઓ પર ધાડો પાડી; કેટલાક અહિંસાને વળગી રહ્યા. ઉપરછલ્લી રીતે અહિંસામાં માનતો મોટો ભાગ હિંસાત્મક પ્રવૃત્તિ તરફ વળ્યો. દેશ પર આફત ઊતરી આવી. પોલિસ અને પ્રજા વચ્ચે અનેક સ્થળોએ અથડામણો થઇ—એક ટુકડી પર દેશી બૉમ્બ પડ્યો. યુરોપીય અમલદાર માર્યો ગયો.

સરકાર માટે આ અસહ્ય હતું. એક યુરોપીય અમલદારના જાન માટે અનેક અવિચારી, ફાવેતેમ, ધરપકડો થઈ. કારસ્તાનનાં મૂળ રૂપ ગણાતી એક વ્યક્તિની પોલિસ શોધ કરી રહી.

એ વ્યક્તિને કવિએ પોતાની મિલમાં છુપાવી હતી.

પોલિસને ગંધ ગઇ. રાષ્ટ્રીય મિલમાલિકે પોતાના ધંધા અને પોતાની જાત પર તરાપ આવતી જોઇ.

મિલમાલિક ગાંધીજીના અનુયાયી કહેવાતા. ખાદી પહેરતા. પોતાના ઘર પર રાષ્ટ્રીયધ્વજ ફરકાવતા. કૉંગ્રેસ તરફથી ઉઘરાવતાં અનેક ફંડોમાં નાણાં ભરતા—સાથે સાથે અનેક વ્યાપારો ખેડતા; સરકારી કૉન્ટ્રેક્ટો લેતા, ને અનેક રીતે ધનસંચય કરતા.

અણીનો સમય આવ્યો. યુરોપીય અમલદારનું ખૂન કરનાર એમની મિલમાં છુપાયો છે તે વાતની પોલિસને બાતમી મળી.

જરાયે અચકાયા વગર, શાંતિથી, એમણે કવિના માથા પર બધો ટોપલો ઢોળ્યો.

કવિ પકડાયા.

વિસાપુરની નરક—જેલમાં કવિ સબડે છે. 'સી' વર્ગ મળ્યો છે એટલે શારીરિક યાતનાઓનો પાર નથી. આવાં જીવનથી કવિ ટેવાયલા નથી. શારીરિક શ્રમ કદી ઘણો કર્યો નથી. અહીં તો કામ કરવું પડે છે. કવિનું શરીર વટવા માંડે છે.

પણ તેની માનસિક યાતનાઓનો તો પારજ નથી. જેલ જીવન માટે તેમની તૈયારી નથી. તેમને ઇચ્છા પણ નહોતી. રાજકીય કે સામાજિક ક્ષેત્રમાં તેમણે કદી કામ કર્યું નથી, તેથી અહીં તેમને કોઇ ઓળખતું નથી; તેમનું કોઇ સાથી

સોબતી નથી—એકલવાયા, અનિશ્ચિત, ફરજિયાત ભયંકર નરક કારાગારમાં રહી તેમનું મન તૂટવા માંડયું.

અત્યારસુધી પોતાની હિલચાલની જરાપણ ખબર કુસુમને તેણે આપી નથી. હવે આપવાની જરૂર પડશે એમ લાગે છે.

એટલામાં એને ભયંકર ટાઈફોઈડ લાગુ પડે છે. જેલની હૉસ્પિટાલમાં નધણિયાતા થઇને તે પડે છે. તેમની સારવાર નહિ જેવીજ થાય છે. કોઇ તેના તરફ ઢૂંકીને જોતું પણ નથી.

૪૨ દિવસના ટાઈફોઇડે કવિને માત્ર હાડપિંજર બનાવી દીધા છે. જેલમાંથી તેમને છૂટા કરી, અમદાવાદથી પકડાયેલા માટે અમદાવાદ ધકેલી દેવામાં આવે છે.

અમદાવાદમાં હવે તેમનું કોઇ ધણીધોરી નથી. શરીરમાં ચાલવાની શક્તિ નથી. ગજવામાં પાઈ નથી. કપડાં ખરીદવા તો શું પણ હજામત કરાવવાના પણ કવિ પાસે પૈસા નથી.

ધર્મશાળામાં મરવા પડેલા કવિને કેટલાક પરોપકારી પુરુષો જેમ તેમ કરી તેને ગામ પહોંચાડે છે.

પોતાને વતન તે પાછો ફરે છે, ત્યારે કુસુમ આઘાતથી મૃત્યુ પામી છે, અને—ઘરબાર વેચાઇ ગયાં છે, એમ તેને માલુમ પડે છે.

પોતે ભિખારી થઈ ગયો હતો, અને ભયંકર દુઃખદ કરુણાપાત્ર મરણને કાંઠે આવી પડેલો હતો.

૩

**એટલામાં ત્રિભેટો આવે છે. એક માર્ગ ડાબા હાથ ભણી, બીજો જમણા હાથ ભણી, ત્રીજો સીધો.**

કવિએ ડાબા હાથ તરફનો માર્ગ લીધો.

એ માર્ગે દૂર દૂર જતાં રેલ્વે સ્ટેશન આવે છે. ક્યાં જવું એ નક્કી નહોતું. છતાં જ્યારે સ્ટેશનજ આવ્યું, ને જ્યારે મુંબઈ જનારીજ આગગાડી આવતી હતી, તો મુંબઈ જવું શું ખોટું ?

કવિ મુંબઈ આવી પહોંચ્યો.

કેટલાંય વર્ષોથી કવિએ મુંબઇમાં પગ મૂક્યો નહોતો. નાનો હતો ત્યારે દૂરના કોઇ સગાને ત્યાં જવાનું થયું હતું. ત્યાર પછી લાંબે ગાળે મુંબઇ ફરી જોયું. પહેલાં જોયું ત્યારે કવિ બાળક હતો; આજે લગભગ પ્રૌઢાવસ્થાને ઊંબરે છે.

આ વિશાળ નગરીમાં પોતાનું ખાસ કહી શકાય તેવું કવિને કોઇ નહોતું. સેન્ટ્રલ સ્ટેશને ઊતર્યા પછી લાંબો વખત એક બાંકડા પરજ શૂન્ય–મનસ્ક થઇ તે બેસી રહ્યો. ક્યાં જવાથી શું થાય એ કાંઇ સમજમાં આવતુંજ નહોતું.

પણ સ્ટેશને ઊતરેલા મુસાફરો કાંઈ સ્ટેશને બેસી રહેતા નથી. કવિ કદાચ વળતી ગાડીમાં બેસી પોતાને ગામ પણ પાછો ફરત, પણ તે બાંકડા પર બેઠેલો હતો એટલામાં સામેથી તેના જેવડીજ વયનો કોઇ માણસ આવ્યો. કવિને જોતાંજ તે ચમક્યો, ઘડીક અટક્યો, ને બન્નેની ચાર આંખ ભેગી થતાં કવિને તેણે ઓળખી કાઢ્યો !

"અરે મગનલાલ દેસાઇ કે ?"

"તમે...તમે...."

"ભૂલી ગયા કે ? ૩૦–૩૫ વરસ થઇ ગયાં એટલે તમારો વાંક નથી ! હું મનહર મહેતા..."

"અરે હા ! મારી સાથે....ગામમાં ગૂજરાતી બીજી ત્રીજીમાં ભણતા તેજ કે ?"

"હા યાર ! પણ તમે આંહી !"

"હું ? હા....હું...ના અમસ્તોજ."

"તમે આવાને આવા રહ્યા. મારા તો એક સગા આવવાના હતા તેને લેવા સ્ટેશને આવેલો—તમે અહીં કયાં રહો છો ?—અરે આ બોચકું છે તે શું...."

"આ ગાડીમાંજ હું આવ્યો."

"કયાં ઊતરવાના ?"

જવાબમાં મગનલાલ માત્ર ફીક્કું હસ્યો.

જરાક અટકી મનહર બોલ્યો: "અરે કયાં ઊતરવું એ નક્કી નથી, એમને ? અરે એમાં ગભરાઓ છો શું, યાર ! ચાલો, ચાલો, આપણે ત્યાં. કાંઈ વાંધો નહિ આવે."

"પણ—"

"હવે પણ ને બણ. પછી મને બધું કહો કે આમ ભાગીને તો નથી આવ્યાને ?"

રસ્તામાં સાધારણ સિવાય બહુ વાત થઈ નહિ.

કબૂતરના માળા જેવા એક માળામાં બે ઓરડીની ઘોલકીમાં મનહર મહેતા પોતાના વિપુલ પરિવાર સાથે રહેતા હતા—અને છતાં પણ—અથવા કદાચ તેથીજ—મગનલાલને એણે પોતાને ત્યાં સત્કાર્યા. આટલા માણસોમાં એક વધારે શું ને ઓછો શું ? નવ્વાણું ત્યાં ભર્યા સો !

"શેરબજારમાં એક નોકરી ખાલી છે, મગનલાલ કવિ !" બીજે દિવસે મનહરે કવિને કહ્યું.

"શેરબજારમાં ? સટ્ટા બજારમાં ? ત્યાં આપણું કામ નહિ; ભાઇ !"

"અરે યાર ! તમે એવાજ રહ્યા. તમે શહેરમાં રહેતા હોત તો તમને ખબર પડત કે સટ્ટા સિવાય આજે કોઈ વેપાર થઇ શકતો નથી ! માલની લે–વેચ, આગળથી માલનો ધંધો, તેનું વેચાણ–અરે આખો વેપાર–એકકે એક વસ્તુનો–સટ્ટાના ધક્કાથી ચાલી રહ્યો છે !"

"પણ મારા જેવાને એ શોભે ?"

"તમે આકાશમાંથી ઊતરી આવેલા ખરાને ! અરે યાર ! વેપારધંધાની વાત મૂકી દે; બીજેય ક્યાં સટ્ટો નથી ? સટ્ટો એટલે ભવિષ્યની અચોક્કસતાને ટાળવા કાંઇક પાણી પહેલાં પાળ બાંધવી તે. દુનિયામાં થતા બધા અખતરા–શું યુ. એન. ઓ. કે શું બીજાં તન્ત્રો–બધો વીમોજ છેને ? ઇન્ટેરિમ સરકારમાં કૉન્ગ્રેસ દાખલ થઈ એય વીમો ને પાછળથી લીગ આવી હોય તેય સટ્ટો ! ભવિષ્યની થાય તેટલી ગણતરી કરી વર્તમાનમાં આગળથી પગલું ભરવું એ સટ્ટો !–પણ યાર ! તારી બધી ફિલોસોફી મૂકી દે, ને ઠેકાણે પડી જા."

મગનલાલ નવી દુનિયામાં આવ્યા હોય એમ એને લાગ્યું. એ પાંચ રૂપિયાની વાતજ નહિ ! પણ હજારોને લાખોની એક દિવસમાં ઉથલપાથલ !

એમાં એને હીરાલાલ સાથે ઓળખાણ થઈ.

હીરાલાલ ગુલાબી માણસ હતો. હસમુખો, આનન્દી, ઉદાર દિલનો, ને અનેક પ્રકારે આકર્ષક. તેની બોલવા ચાલવાની છટા, તેનો પહેરવેશ, તેની રીતભાત, તેને અનેરું વ્યકિતત્વ અપાવતાં. માત્ર તેની આંખોનાં ઊંડાણમાં રમી રહેલી કોઈ ચમત્કારી વિશિષ્ટતા કોઇનાજ લક્ષમાં આવતી નહિ—અથવા ભાગ્યેજ કોઈના લક્ષમાં આવતી—મગનલાલના લક્ષમાં તો નહિજ.

મગનલાલને, ધીરે ધીરે, હીરાલાલ સાથે નિકટ સંબંધ થયો. કોઈ કોઇ વાર મગનલાલને તેનામાં કાંઇક વિચિત્રતા લાગતી ખરી, પણ તે સમજવા જેટલો તેનામાં વ્યવહારિક અનુભવ નહોતો. હીરાલાલને આશ્રયે કવિ ધન કમાવા માંડયો. થોડાજ વખતમાં શેર, ચાંદી, રૂના સટ્ટાદ્વારા તેના હાથમાં નોટોની નોટો પડવા લાગી. જો એક બે વર્ષ આમ નીકળી જાય, તો તો—

તો તો થઇ રહ્યુંને ? હીરાલાલ એક બે વર્ષ જવા દે તેવો મૂર્ખો નહોતો.

ધીમે ધીમે હીરાલાલ મગનલાલને પોતાના આનન્દ પ્રમોદનાં સ્થળો—કલબો, મિત્રમંડળો, મિજલસોમાં લઈ જવા લાગ્યો,—અને જોતજોતામાં, કવિને ખબર પણ પડે તે પહેલાં, જ્યાં સ્વપ્ને પણ જવા કવિને વિચાર ન આવે, જ્યાં જવાની કલ્પના માત્ર કવિનાં અંગમાં ને હૃદયમાં અરેરાટી થથરાવી મૂકે, તે સ્થળમાં ઓચિંતો હીરાલાલ સાથે જઇ ચઢયો.

ત્યારેજ કવિને હીરાલાલનાં વ્યકિતત્વ પરનો પડદો ઊંચકાતો લાગ્યોઃ

બીજે દિવસે તેણે હીરાલાલનું મોં સુદ્ધાં જોયું નહિ; પણ પોતે હીરાલાલના હાથમાં અનેક પ્રકારે મુકાઇ ગયો હતો. તેના પૈસાટકાની સઘળી વ્યવસ્થા થોડા દિવસ પૂર્વેજ હીરાલાલે પોતાના હાથમાં લઇ લીધી હતી. બીજી અનેક રીતે હીરાલાલને તે વશ હતો.

કળથી કામ લેવા તેણે નિશ્ચય કર્યો.

પણ હીરાલાલ માથાનો નીકળ્યો. ત્રીજે ચોથે દિવસેજ એક વેશ્યાગૃહમાં તેણે પોતાનો પ્રપંચ ખુલ્લો કર્યો.

"જુઓ મગનલાલ! લાખો રૂપિયા કમાવાનો હું બીજો સરળ માર્ગ તમને બતાવું!"

'હં.'

'હં' શું? તમે...ગામના આજુબાજુના પ્રદેશના ભોમિયા છો. ત્યાં અનેક સુંદર છોકરીઓ કે નવ વધૂઓ...."

"હીરાલાલ, બોલવાનું બંધ નહિ કરો તો હું અત્યારેજ ચાલી જઇશ ને પોલિસમાં સર્વ બાતમી આપીશ!"

હીરાલાલના ભયંકર રાક્ષસી અટ્ટહાસ્યથી આખું ઘર ગર્જી ઊઠ્યું:

"અરે મૂર્ખના સરદાર! એક પગલું અહીંથી ભરશે તો ગોળીથી ઠાર કરી દઇશ; અને ઓ બોઘા! નીચે ચોકીદારો જોયા છે કે? મારી વાત નકારે તેવો કોઈ મને મળ્યો નથી. ને મારી નાલેશી તું બહાર શું કરવાનો હતો—તો તું પણ શું આ સ્થળે ભગવાનની પૂજા કરવા આવે છે એમ લોકોને કહેવાનો છે? અરે મૂર્ખા! આમ જો!—"

એટલામાં તદ્દન અણધાર્યો, અચિન્ત્યો બનાવ બન્યો ! થોડાજ દિવસ પર કોઇ યુવાન બાળાનું અપહરણ કરી ત્યાં લાવવામાં આવેલી—હીરાલાલની ઘણી તકેદારી છતાં—અથવા યુવતીનાં સગાં વહાલાં ઘણું લાગલગ ધરાવતાં હશે એ કારણે-એકાએક પોલિસની ત્યાં ધાડ પડી.

ઘડીના છઠ્ઠા ભાગમાં હીરાલાલ ક્યાંનો ક્યાં અલોપ થઇ ગયો ! વેશ્યાએ સર્વ કારસ્તાનનાં મૂળ તરીકે હીરાલાલને પકડાવી દીધો. આવાં હડહડતાં કાવતરાંથી, આવાં નીચતમ જુઠાણાંથી અકલ્પ્ય ઘોર વિનાશકર અન્યાયથી કવિનું મગજ સાનભાન ભૂલ્યું, બુદ્ધિ ઉપરનો કાબુ કવિએ ગુમાવ્યો, ને પાસે ટેબલ પર પડેલી મોટી ફૂલદાની ઊંચકી તેણે જુસ્સાથી પોલિસ અમલદાર તરફ ફેંકી—

ને તેજ ક્ષણે પોલિસ અમલદારનો ભયાનક વજ્રસમો ડંડ્કો તેનાં માથાં પર ફટાક કરતો પડ્યો—

અને—

"મરી ગયો, રે !" એવી ભયાનક ચીસ તેના મુખમાંથી નીકળી ગઇ !

"શું થયું રે !" કહેતી તેજ ક્ષણે કુસુમ દોડતી રસોડાં-માંથી આવી તો પોતાના પતિનાં માથામાં ઊંઘમાં બારીનો દાંડો

વાગવાથી લોહીની ધાર વહી રહી છે, અને તે બે બાકળો બની બેઠો થઇ આમ તેમ ચકર વકર જોઇ રહ્યો છે ! !

"શું થયું, રે ! કેમ ચમકી ઊઠયા ? અરે ઊભા રહો, ઊભા રહો, લોહી નીકળે છે. બહુ વાગ્યું લાગે છે ! જરા બેસી રહો"–કહી દોડતી રૂ લઇ આવી, તે બાળી, કવિના માથાપર કુસુમ લગાડવા જાય છે, ત્યાં કવિ; "હાશ ! ઓ ભગવાન !" કહેતો કોમળ હાથે કુસુમને ખસેડી બેઠો થઇ ગયો, ને ખળખળ વહેતાં આંસુ ભરી આંખે કુસુમને ભેટી પડયો.

કુસુમ આભી બની ગઇ—"અરે પણ આ છે શું બધું ? કાંઇ કહો તો ખરા ! અરે પણ આ લોહી...."

"વહેવા દે–અરે પણ ચૂલો સળગે છે કે !" મગનલાલે પ્રશ્ન કર્યો.

"હા. કેમ ? તમારે માટે ચા મૂકી છે. તમે ઊઠો ત્યારે જોઇએ ને !" કાંઈ પણ ન સમજતાં કુસુમ સાશ્ચર્ય બોલી.

"ત્યારે જરા ઊભી રહે, ચૂલાને વધારે બળતણની જરૂર છે," કહી કવિ સફાળો ઊભો થયો. કુસુમ જોઇ રહી.

સામેની ભીંત પાસેનાં ભંડારિયાં પાસે જઈ ઝપાટાબંધ બારણું ખોલી કવિએ પોતાનાં કાવ્યોના બધા ચોપડાઓ કાઢયા, ને ધીમે પણ દૃઢ પગલે રસોડામાં જઇ શાંતિથી ચૂલામાં હોમી દીધા ! !

કુસુમ દોડી.

"અરે હાં–હાં–આ શું કરો છો ?"

કવિએ ઠંડે કલેજે કહ્યું:–

"ભગવાન શંકરનાં ત્રીજાં લોચને જેમ भस्मावशेषं मदनं चकार તેમ આજે મારું ત્રીજું લોચન ખૂલ્યું છે કુસુમ, ને મારું ગત કવિ–જીવન ભસ્માવશેષ ગઇ ગયું !"

\+ + + +

નાતાલની રજા ગાળવા હું ગયો હતો ત્યારે એક સાંજે હું ફરતાં ફરતાં ખૂબ દૂર નીકળી ગયો.

એક ખેતરને શેઢે એક નાનકડું કુટુમ્બ—એક ચપળ, સુન્દર સશક્ત પ્રૌઢ વયમાં આવી રહેલો પુરુષ, તેવીજ તંદુરસ્ત, લાવણ્ય-મયી તેની સ્ત્રી, બે બાળકો ને ત્રણ ચાર બીજા– પોંકની મહેફિલ ઊડાવી રહ્યા હતા. તાજો પાડેલો પોંક, તાજી ઘટ્ટ છાશ, કોથમીર, આદુની ચટ્ણી; લસણનો ઢૂંઢો, વરિયાળી દાણા—ગમે તેવા અપવાસ–ભકતના મોંમાં પાણી લાવવા પૂરતા હતા– ત્યાં હું તે કોણ માત્ર !

મને જોતાંજ પેલા પુરુષે, મને ન ઓળખતો હોવા છતાં બૂમ પાડી કહ્યું: "અરે ભાઈ ! આવો, આવો, આવો આ તરફ !" અને એમ કહેતો મારી તરફ દોડતો આવ્યો; પાછળ તેની સ્ત્રી પણ આવી. મેં ઘણી આનાકાની કરી, છતાં તેમણે મને આગ્રહ-પૂર્વક એ ઊજાણીમાં દાખલ કરી દીધો–

મેં પૂછ્યું: " આ અમસ્તીજ ઊજાણી કે ? "

"એમ તો છેક અમસ્તી નહિ—અમે આજ દશ વર્ષથી આ તિથિ ઊજવીએ છીએ !"

"આ તિથિ એટલે?" મેં પૂછ્યું,

પેલા પુરુષે મીઠું, મુક્ત હાસ્ય કરતાં કહ્યું: "આજે છે મારી સ્વપ્ન–તિથિ."

"સ્વપ્ન–તિથિ?" આશ્ચર્ય પામતાં મેં પૂછ્યું.

"'દુઃસ્વપ્નતિથિ' કહેવું જોઈએ." પેલી સ્ત્રીએ–કુસુમે–હસતાં હસતાં કહ્યું.

"ના 'સ્વપ્નતિથિજ' યોગ્ય છે," મગનલાલે કહ્યું, "નહિતર આ આપણી સમૃદ્ધિ, આ કુટુમ્બ કબીલો, આવું સુખ, આવી ઊજાણીઓ સંભવતજ નહિ. ધન્ય છે એ સ્વપ્નને" કહેતાં એ ફરીવાર મુકત કંઠે હસ્યો.

કુસુમે અને તેનાં બે ફૂલસમાં બાળકોએ પણ એ હાસ્યમાં સાથ આપ્યો.

ને મેં પણ એ હાસ્યમાં સ્વર મિલાવ્યો.

ઊજાણી પૂરી થયે મગનલાલે પોતાનો બધો વૃત્તાન્ત મને કહ્યો—જે મેં આજે વાર્તાસ્થ કર્યો.



# ભૂતિયા વાવ.

થાકેલા પાકેલા હું અને પોપટલાલ સાંજને વખતે રૂખડકા ગામની સીમે આવી પહોંચ્યા.

"આજની રાત હવે અહીં ગાળીએ; કાલે સવારે નીકળી આપણે ઘેર પહોંચી જઇશું," પોપટલાલે કહ્યું.

"હું પણ થાકયો છું. પણ અહીં રહીશું કોને ત્યાં? કે પાછા ચોરામાંજ?"

"ચાલતો ખરો, જોઇ લેવાશે—અરે આ કોણ જાય છે? અરે મેઘાકાકા કે? —એ મેઘાકાકા? મેઘાકાકા?"

મેઘાકાકાએ પાછા વળી જોયું. એની વૃદ્ધ આંખોએ પહેલાં તો અમને ઓળખ્યા નહિ. આંખ આડે હાથની પાળ કરી અમારા તરફ જરા વાર જોઈ રહી બૂમ પાડી ઊઠ્યાઃ

"અરે એ કોણ જુવાનીઆઓ છે! અલ્યા, પોપટ તો નહિ?"

"હા કાકા, હુંજ; ને આ મારો ભાઇબંધ મનુ."

"ઓત્ તમારીનું ભલું થાય! અલ્યા ભાઈ મેં તો તમને પહેલે ઓળખ્યાજ નહિ. બુઢ્ઢાપો આવ્યો ને એટલે આંખ્યું હવે કહ્યું કરતી નથી," કરતા મેઘાકાકા અમારી પાસે આવ્યા.

"અલ્યા આટાણે આંહીં ક્યાંથી ભૂલા પડયા ?" અમારા નમસ્કાર ઝીલતા તે બોલ્યા.

"કાકા, લાંબી વાત પછી કહીશ. હમણાં તો ભૂખ કકડીને લાગી છે ને થાકીને અમે લોથપોથ થઇ ગયા છીએ." પોપટે કહ્યું.

"અરે હાલોને ત્યારે ભાઇ ! ઘર તો તમારું જ છે ને ! હાલો ! હાલો !" અને આગ્રહ કરી મેઘાકાકા અમને પોતાને લઇ ગયા.

મેઘાકાકાને ને પોપટના બાપાને બહુ જુનો ઘરોબો, ઘણી ઘરવટ. પણ પોપટના બાપા મરી ગયા પછી આવજાવ ઓછી થઇ હતી. પણ જુના જમાનાનું માણસ એટલે મેઘાકાકા અમને જોઈને ઓછા ઓછા થઇ ગગા.

જમતાં જમતાં પોપટે ટૂંકમાં અમારી હકીકત કહી: પરગણામાં ચોરી થયેલી; પોલિસ ચોરને પકડી શકેલી નહિ; ચોરી ઘણી મોટી ને વિચિત્ર સંયોગોમાં થયેલી. પોપટને આવાં કામમાં રસ ઘણો. ચોરી, ગુના પકડવાનો એનો ધંધો તો નહિ; પણ એનું મગજ બહુજ સ્વચ્છ, અને કડીઓ પર કડીઓ ગોઠવી શકે તેવું. કેટલીયે વાર પોલિસને તેણે મદદ કરેલી, આ વખતે પણ પોલિસે મદદ માગેલી. ચોરોને મુદ્દા માલ સાથે પકડી, પોલિસને હવાલે કરી પોપટ અને હું પાછા ફરી રહ્યા હતા. અમને બન્નેને સીમમાં, ખાસ કરીને ટેકરાઓમાં રખડવાનો ખૂબ શોખ એટલે ગાડું કે એવું વાહન ન લેતાં રખડતા રખડતા અમે અમારે ગામ જતા હતા. કાલ રાત એક ગામડામાં ચોરામાં સૂઈ રહી ગયેલી. આજે મેઘાકાકાને ત્યાં આવી પહોંચ્યા.

વાતમાં ને વાતમાં જમણ પૂરું થઇ ગયું.

મેઘાકાકાને ત્યાં મહેમાન છે જાણી ગામલોક આસ્તે આસ્તે મેઘાકાકાને ત્યાં ટપકવા લાગ્યું; ને થોડી વારમાં નાનો એવો ડાયરો જામી ગયો.

પોપટનું નામ ખૂબ જાણીતું હતું, ને વાતચીત કરવામાં પોપટ આનંદી ને હસમુખો હતો એટલે વાતચીત પણ ઠીક જામી.

એમ કરતાં ભૂતપ્રેત ને 'ચરિતર'ની વાત નીકળી પડી.

બહાર રાત વધતી હતી. ટાઢ જામતી હતી. કાંઠા કાઢી લીધેલાં માટલાંની સગડીમાં છોડીઆંનો તાપ ભડક ભડક બળતો હતો.

ત્યાં એક જણાએ અચાનક પોપટને પૂછયું:

"ત્યારે હેં પોપટભાઇ ! તમે તો ભણેલા માણસ ! તમે ભૂતપ્રેતમાં માનો ખરા કે ?"

"હું !" પોપટે કહ્યું: "માનું યે ખરો ને ન યે માનું. એનું નક્કી નહિ. જેવું ભૂત તેવી વાત !" કોઇને ન સમજાય તેવું પોપટે કહ્યું.

આ ઉપરથી ભૂત, ડાકણ, વંતરી એમ ઘણાંની વાત ચાલી.

પોપટે કહ્યું: "ચાલો ત્યારે હુંયે તમને એક ભૂતની વાત કહું."

સૌના કાન સરવા થયા.

પોપટે કહેવા માંડયું:

"હું નિશાળે ભણતો ત્યારે અમારી નિશાળમાં એક શંકર કરીને છોકરો પાસેના ગામથી ભણવા આવતો. એનું

ગામ ગાઉએક જેટલું આઘે હશે. રોજ સવારે ઝોળીમાં ચોપડાં ઘાલી અમારી નિશાળે આવતો; સાંજ પડયે ઘેર ચાલી જતો. મારે એની સાથે દોસ્તી બહુ. પણ ચુસ્ત બ્રાહ્મણ. કોઈ સાથે ખાવાપીવાની વાત નહિ. પાણી પીવાનો લોટો યે ઝોળીમાં ઘાલી ઘેરથી લેતો આવે.

"હવે એનાં ગામથી અમારે ગામ આવતાં વચ્ચે સીમમાં એક મોટું ઘટાટોપ ઝાડ આવે. તેના પર એક ભૂત રહેતું એમ સૌ કહેતાં. ઘણાએ ચરિતર જોયેલું એમ કહેતા. દિવસે તો ખેતરમાં કોક કોક હોય એટલે વાંધો નહિ, પણ સમી સાંજ પછી એ રસ્તે જતાં સૌનું કાળજું ધડકે. કાચોપોચો તો એ રસ્તે અંધારું થયા પછી જવાની હિમ્મત કરેજ નહિ.

"એક વાર અમારી નિશાળમાં મેળાવડો હતો. સાહેબ આવવાના હતા, એટલે સૌએ હાજર રહેવાનું હતું. મેળાવડો જરા મોડો પૂરો થયો. અંધારું થવાની શરુઆત થઇ ગઈ હતી.

"મેળાવડો પૂરો થતાંજ શંકરે ચાલવા માંડયું, જલ્દી ઘેર પહોંચી જવું એવી એની ઇચ્છા હતી. આમ કાંઇ ઘેર જવાની એવી ઉતાવળ નહિ, પણ અંધારૂં થતાં પહેલાં પેલું ઝાડ વટાવી જવાય તો સારું એમ એના મનમાં.

"ગામ મૂકીને સીમનો રસ્તો આવ્યો એટલે એ તો દોડવા માંડયો. પણ એનું કમનસીબ ભારે. જોડા નવાજ શિવડાવેલા. નાળ જડાવેલા એટલે ભારે તો ખરાજ, ને એમાં પાછા દોડતાં દોડતાં કઠવા લાગ્યા. પગમાંથી લોહી નીકળવા માંડયું. કાંટા ઝાંખરા અને જનજનાવરની બીક તો ખરી, પણ છૂટકો નહિ.

એટલે બિચારે જોડા કાઢી નાખ્યા, ને ઝોળીમાં નાખી, એ ખાડા ટેકરા વાળે રસ્તે બિચારા જીવે દોડવા માંડયું.

"પેલું ઝાડ આવ્યું ત્યાં તો અંધારું શરૂ થઇ ગયેલું. આજુબાજુ સીમમાં ભયંકર શ્મશાન શાંતિ. અવાજ સરખો યે કોઇનો સંભળાય નહિ. આટલું ઝાડ વટી જવાય તો બસ, એમ ધારી હોય તેટલું જોર કાઢી બિચારો શંકર દોડવા માંડયો ને ત્યાંજ એની પાછળ ઘેરો, બેઠ્ઠો 'ખડંગ્ ખડંગ્ ખડંગ્' અવાજ સંભળાવા માંડયો.

"શંકરનો જીવ તાળવે ચોંટયો. ભૂતનો અવાજ એમાં શંકા નહિ; પાછું જુએ તો ભૂત ભરખી જાય એટલે બિચારો હાંફળો હાંફળો થઇ વધુ જોરથી દોડવા માંડયો; ત્યાં તો ફરીથી જોરથી "ખડંગ્ ખડંગ ખડંગ્" અવાજ એણે સાંભળ્યો–હવે તો અવાજ છેક કાન પાસે આવતો લાગ્યો. હમણાં ભૂતની ચોટ પડશે કે શું એમ તેનું દિલ ફફડવા લાગ્યું–

અને બરાબર ઝાડ પાસે આવતાંજ એના પગ વટી પડયા, એ ધબ્બ કરતો નીચે ફસડાઈ પડયો ને તે સાથેજ 'ખડંગ' અવાજ સાથે એના કપાળ પર સજ્જડ ભયંકર ચોટ પડી!!

"બિચારા જીવનું શું થાત એ કહેવાય નહિ. પણ એટલામાં એના નસીબે પશા પટેલનું ગાડું એ મારગે નીકળ્યું. ગાડીમાં હતા પશા પટેલ જાતે ને બે ત્રણ ઊભડીઆઓ.

"ઝાડ પાસે આવ્યું એટલે બધા વાત કરતા ચૂપ થઇ ગયા.

"એટલામાં પશા પટેલની આંખ, નીચે પડેલા શંકર પર પડી, અને તે બોલી ઊઠ્યાઃ" અલ્યા, આ શું છે! આંહીં

કોણ પડયું છે !" કહેતાંક એણે ગાડું થંભાવ્યું. સૌના હૈયામાં તો થડક હતી, ને જીવ તાળવે ચોંટેલો હતો; પણ પશા પટેલ હિંમતબાજ હતા, એટલે તરત નીચે ઊતર્યા.

"અરે આતો જીવન મહારાજનો શંકરિયો ! ભલા ભગવાન ! શું થયું એને !" કરતા વાંકાવળી એને હાથ લગાડી જોયો. પ્રાણ તો હતો એટલે તરત બોલ્યા. 'અરે જલ્દી કરો, લઈ લ્યો એને ગાડાંમાં !" પછી તો શંકરિયાને ગાડામાં નાખી એને ઘેર પહોંચાડયો.

"ત્રણ દિવસે એને તાવ ઊતર્યો અને ભાન આવ્યું. ઝાડ પાસે પડેલો એટલે કારણ તો સૌ સમજી ગયેલા, એટલે પહેલાં તો કોઈએ કાંઇ પૂછયું નહિ. પણ જરાક સાજો થયો ત્યારે ગામનાં બે ત્રણ માણસ, જગન્નાથ વૈદ ને જીવન મહારાજ બેઠેલા ત્યારે વૈદે અને હળવેક રહીને પૂછયું:

"ખરું કહેજે, શંકર, હવે કાંઈ ભો નથી. શું થયું 'તું તને ?"

"બીતાં બીતાં, ધડકતે હૃદયે શંકરે બધી વાત કહી.

"જીવન મહારાજ બોલ્યાઃ અરે પણ તેં ખડંગ્ અવાજ સાંભળ્યો કે બીજું કાંઈ !"

"બીજું કાંઈ નહિ, બાપા !"

જીવન મહારાજ વિચારમાં પડી ગયા.

ત્યાં પાસે બેઠેલામાંથી કોઈએ કહ્યુંઃ" હોય ભાઇ હોય ! ચરિતરનું કાંઇ કહેવાય નહિ. ચિપિયો ખખડાવે તો ખડંગ્ ખડંગ્ અવાજ થાયજ ના !"

"બીજાએ કહ્યું; 'હા ભાઇ, હા !

"એટલામા જીવન મહારાજ ઊઠયા ને અંદરના ઓરડામાં ગયા. બે મિનિટમાં પાછા આવ્યા. શંકરને કહ્યું: "અરે માળા ગાંડા, નાહકનો તું બીધો ને સૌને ભડકાવી માર્યાં !"

બધા બોલી ઊઠયાઃ "કાં ! કાં !"

"અરે કાં, કાં, શું ! એ...લ્યો જુવો,' કહેતા એ ફરી ઓરડામાં ગયા ને શંકરની ઝોળી એમને એમ ગાડાંમાં આવેલી તે લઇને આવ્યા. એને ખભે નાખીને ઓરડામાં એણે દોટ મૂકી. ત્યાં તો 'ખડંગ્ ખડંગ્' અવાજ થવા માંડયો. શંકર ગભરાઈ ગયો, પણ જીવન મહારાજે કહ્યું: ભલા માણુસ, આ ઝોળીમાં લોટો ને તારા જોડાના નાળ ભટકાય ત્યારે ખડંગ્ ખડંગ્ અવાજ નો આવે તો બીજું શું આવે ! તું જેમ દોડયો તેમ વધુ ને વધુ બેઇ ભટકાણું ને અવાજ મોટો થયો. તું પડી ગયો ત્યારે ખડંગ્ અવાજ કરતો ઇ લોટો તારા કપાળ હારે ભટકાણો ! પડી બધી સમજ હવે !"

"શંકર ચકિત થઇ ગયો. અને સૌ બોલી પડયાઃ "ઓતત્તારી ભલી થાય !"

"સાંભળી આ મારી ભૂતની વાર્તા !" પોપટલાલે પોતાની વાત પૂરી કરતાં કહ્યું.

ડાયરો આખો એકધ્યાને વાત સાંભળી રહેલો. ઘડીકતો બધા ચૂપ થઈ ગયા. પછી ધીરેથી એક શામજીએ કહ્યું:

"ત્યારે તો પોપટભાઈ તમે ચરિતરમાં માનતા નથી, એમજ ના ?"

"મેં ક્યાં એમ કહ્યું છે? મેં તો કહ્યું કે માનુંયે ખરો ને નયે માનું. એનું નક્કી નહિ. જેવું ભૂત તેવી વાત!"

શામજીએ કહ્યું: "મેઘાકાકા, ત્યારે એમને કરોને ભૂતિયા-વાવની વાત! એમાં તો કાંઇ આ લોટા ને જોડાના નાળ જેવું નથી, ના, ભા!"

મેઘાકાકા કહે—"જવા દે ને વાત, રાતનો વખત છે; બહાર અંધારું ઘનઘોર છે. વિચારમાં પડી જાશે તો બિચારા જીવોની રાત બગડશે."

અત્યાર સુધી હું મૂંગો બેઠેલો. મેં કહ્યું:

"મેઘાકાકા, કહેવા જેવું હોય તો કહી નાખો ને! નવ્વાણું ત્યાં ભર્યા સો! ને તમે સૌ છો પછી ભો કેવો!"

"ત્યારે શામજી તુંજ આ બાઇબંધોને વાત કહેને—હું તો હવે બુઢ્ઢો થયો."

"તમે કહેતા હો તો ભલે," કહી શામજીએ વાત શરુ કરી.

"આહીંથી આથમણી દિશાએ બે ત્રણ ખેતરવા જઇએ તો બે ત્રણ ખેતરની વચ્ચે એક ખરાબો જમીન છે. ઘણા લાંબા વખત પર ત્યાં થઇને એક મારગ જાતો'તો એમ કહે છે. એ વખતે આ ખરાબા જમીન પર કોઇએ વાવ બંધાવી હશે. કોણે બંધાવી ઇ તો કોઇને ખબર નથી. ખરાબો જમીન લાંબી પહોળી છે; ચારે બાજુ ખેતરો ખરાં, પણ એ વાવ પાસે કોઇ જાતું નથી. એ વાવ પાસે, કહોને એને માથેજ મોટું વડનું ઝાડ છે. આજુબાજુ ઘણાં નાનાં મોટાં ઝાડ ને ઝાંખરાં ઊગી ગયાં છે. હવે એ વાવમાં રાત્રે ઓળા, પડછાયા દેખાય છે. આમ તો

કાંઈ અવાજ આવે નહિ; પણ ભૂલ્યે ચૂકયે કોઇ માણુસ વાવ પાસે જઇ ચઢે તો ભાતભાતના અવાજ વાવમાંથી આવેઃ આજુબાજુ બધું ભેંકાર છે. કોઇ જવાની હિમ્મત તો કરેજ નહિ. એકવાર તો આહીંના સા'બ આવેલા, એને કોઈએ વાત કરેલી, પહેલાં તો એણે માન્યું નહિ, ને કહ્યું: "ચાલો મારી સાથે જોઉં શું છે ત્યાં !" ભાઇ, અમારે કેટલાકને સા'બ હારે જાવું પડયું. હું યે હારે હતો. સાહેબે પહેલાં તો વાવમાં જોયું, ને કહ્યું:

"શું છે આમાં ?" પણ અમે જવાબ દઈએ એ પહેલાં તો એકાએક વાવમાંથી વાંદરા જેવી ચિચિયારી આવી ને પાણીમાં જુએ તો ત્રણચાર વાંદરાના પડછાયા દેખાય. નવાઇની વાત તો એ કે વાંદરા આપણી ભણી હોતાજ નથી. ઈ તો તમને ખબર હશે ?"

મેં હોંકારો ભણ્યો.

"પણ તરતજ જુએ તો રીંછના જેવો ગોકીરો ને પછી તો પડછાયામાં દોડધામ થઇ રહીને ઘડીકમાં દીપડાનાને ઘડીકમાં શિયાળના પડછાયા પડવા માંડયા.

"સાહેબ પણ ગભરાયા. કાંઈ બોલ્યા ચાલ્યા વગર એણે ચાલતી પકડી."

"પણ એ વાવની પાછળ કાંક ઈતિહાસ તો હશેને ?" પોપટે પૂછયું.

"ઈતિહાસ તો, ભાઇ સા'બ, બીજો શું ? પણ લોક આમ કહે છે. એકવાર આણીકોર દુકાળ પડેલો ને લોક માતર દખી દખી થઈ ગયેલ. ઇ વખતે કેટલાંય દુકાળિયાં મુઠી ધાન માટે

ચારે કોર રખડતાં. ઇ વાવ પાસે કોક દખી કટમ્બ પડેલું. એમાં કાંક તકરાર થઇ. ને કાંતો બાઇને કોકે વાવમાં ધકકેલી દીધી, કે બાઇએ જાણીબૂઝીને પડતું મેલ્યું: પણ તે દુની ઈ વાવ ગોઝારી થઇ ગઇ છે."

"ત્યાર પછીજ આ 'ચરિતર' થવા માંડયું?" પોપટે પૂછ્યું.

"હા ભાઇસા'બ! દિવસે તો ખેતરાંમાં કામ કર્યા સિવાય છૂટકો નહિ; પણ રાતવરત અંધારું થયા પછી ઈ વાવ પાસે કોઇ ઢૂંકતું નથી. ઢૂંકે તો ફાટી પડે."

પોપટ વિચારમાં પડી ગયો. ભૂતપ્રેતની વાતમાં એને બહુ રસ પડતો ને ઘણી વાર એ ગાંડાં જોખમ ખેડતો. હું એ જાણતો હતો તેથી વાત કાપવા મેં કહ્યું:

"હોય પણ ખરું! આપણે કયાં ખરાં પારખાં કરવાં છે?"

તરત પોપટ બોલી ઊઠયો: "અરે મનુ, એમ તે હોય! ભૂત જોવાનો આવો સરસ લાગ શું શહેરમાં મળવાનો છે?" પછી શામજીને ઉદ્દેશી તે બોલ્યો: "પણ આટલા દિવસ તમે ખેતરમાં કામ કરો છો, તે તમને એ ભૂતડાં હેરાન નથી કરતાં?"

"નહિ સા'બ! પીડાબીડા તો એવી કાંઈ નહિ! પણ વાવ પાસે જવાય નહિ! જાતાંજ થડકો પડે. ને અવાજ થાવા માંડે ને ઓળા પડછાયા પડવા માંડે!"

પાસે બેઠેલો રવલો બોલ્યો:

"એક વાર તો એ ભૂતડાંએ ભારે કરેલી! એકવાર લણણીનાં ટાણે ખેતરમાં સાથીઓને મોડું થયું, એમાં એ

વાવમાં ચોકીરો થયો ને એટલો ભેંકાર અવાજ આવ્યો કે કામ છોડતાં સૌ ભે પામીને ભાગ્યાં. એમાં ઊજી કરીને એક નાની છોડીને કયાંક ઠેબું આવ્યું ને પડી ગઈ ને ઊભા મોલમાં કોઇએ એને ભાળીયે નહિ ને કોઇને એની ફામે નો રહી. મોડેથી એનાં માબાપને ખબર પડી કે ઊજી આવી નથી, ને ખેતરમાં રહી ગઇ, પણ કોનાં દેન કે ઈ રાતને વખત ખેતરમાં ભાળ કાઢવા જાય ?

"પછી તો બચારાં માબાપે કેટલીયે બાધા આખડી રાખી ને આખી રાત નંદર વગર કાઢી. ઓલીકોર ઊજી બિચારી પડી એવી ભેની મારી બેભાન થઇ ગઇ. આખીરાત ત્યાં ખેતરમાં પડી રહેત, તો કદાચ મરીયે જાત, પણ ભગવાનને જીવતી રાખવી હશે, તે કોણ જાણે કેમ ભૂતડાંઓએ એને ઊંચકીને ને છાપરી નીચે મેલી દીધી. સવારે ખેતરમાં જઇને જોઈ ત્યાં તો લહેરથી ઘાસના પુળા પાથરીને પથારી કરેલી ને એના પર એ નિરાંતે સુતેલી; એનીજ ઓઢણી એના ડિલ પર ભૂતડાંએ ઓઢાડી દીધેલી. બચારાં માબાપની બાધા ફળી."

બીજે દિવસે દશેક વાગ્યે મેઘાકાકા, શામજી, રવલો ને બીજા ચારપાંચ માણુસો સાથે પોપટ ને હું ખેતરે ઊપડયા. બધાએ બહુ ના કહી કે એમાં જોવા જેવું કાંઇ નથી, નાહક કોઈને ભે લાગી જાય તો બિચારું પટકાઈ પડે, ભૂતને છંછેડવામાં કાંઇ માલ નથી વગેરે. પણ પોપટ એકવાર જીદે ચઢયો એટલે એકનો બે થવો મુશ્કેલ.

ખેતરમાં સહુ આવ્યા ને વાવથી ૪૦–૫૦ ફીટ આઘા સૌ અટક્યા. શામજીએ કહ્યું: "આ ઇ વાવ."

પાસે જવા કોઇની હિંમત ના મળે. પોપટને હું પણ પહેલાં તો દૂરજ ઊભા રહ્યા.

શામજીની વાત ખોટી નહોતી. વાવનો દેખાવજ ભયંકર હતો. ચૂનામાટીની પાળ જર્જરિત થઇ ગયેલી, અને અનેક સ્થળે ગાબડાં પડેલાં. આજુબાજુ ઝાંખરાં ને કાંટા ઊગી ગયેલા, પાસે મોટું વડનું ઝાડ તેની અટપટી શાખાઓ વાવના પર વિસ્તારી રહેલું. ઝાડપર કરોળિયાનાં જાળાં, ને વાવની ચારે બાજુ સુક્કાં પાનના વેરણછેરણ ઢગલા.

વાવથી આઠ દશવાર આઘે એક ભાંગલું તૂટલું છાપરું હતું. આજુબાજુ દીવાલ તો હતી, પણ ભાંગેલી તૂટેલી. વાવ અને તે છાપરાં વચ્ચેના માર્ગમાં કાંટાંનાં ઝાંખરાં પડેલાં ને ભાતભાતનાં કાંટાવાળાંને કાંટાવગરના છોડ ઊગી નીકળેલા.

વાવથી થોડે દૂર સૌ ઊભા. પોપટે એક સમગ્ર દૃષ્ટિ આખાં દૃશ્ય પર નાખી. પછી તેણે પૂછ્યું:

"આ પાસે છાપરું કેવું !"

"અસલ જ્યારે આ વાવ બંધાણી હશે ત્યારે કોક ત્યાં રહેતું; વાવની સરસંભાળ રાખતું ને ઊનાળામાં પરબ માંડતું. અસલ આંઈ મારગ હતો એમ તમને નો'તું કીધું ?" શામજીએ જવાબ આપ્યો.

"વાવમાં કોઈ ઊતરતું નથી ?" પોપટે પૂછ્યું.

મેઘાકાકા બોલી ઊઠયા : "કોના દિ' ફર્યા હોય, ભાઇ, કે હાથે કરી ભરખાવા હેઠે ઊતરે ?"

પોપટ કાંઈ બોલ્યો નહિ, આખું દૃશ્ય અમાનુષી, ભયંકર હતું એ તો નિર્વિવાદ હતું. પણ વાવના પડછાયા જોવાનો, અવાજ સાંભળવાનો, શોખ તેનામાં જાગૃત થયો હતો.

"વાવ પાસે કોઇ મારી સાથે આવો છો ?"

ગામડિયામાંથી કોઇ હામ ભીડી શકયું નહિ. પોપટે મારી સામું જોયું. તેની આંખો પરથી મને લાગ્યું કે તે આ ભયંકર સાહસ ખેડવા કૃતનિશ્ચય થયો છે.

મને પણ ડર નહોતો લાગતો એમ તો નહોતું; પણ પોપટ સાથે સાહસો ખેડવામાં મને મજા પડતી. ગમે તેવી ભયંકર પરિસ્થિતિમાંથી તે હજુસુધી તો સહીસલામત પાર ઊતર્યો હતો.

મેં હામ ભીડી. "ચાલ, પોપટ, હું આવું !"

ગામડિયાઓ બોલી ઊઠયા: "ભાઇ નાહકનો સખનો જીવ શીદને દખમાં નાખો છો ? ત્યાં જઈ કાંઇએ કાંદો કાઢયો નથી. જે ગયું તે વળગાડ વગર પાછું નથી આવ્યું."

પણ પોપટને મારા જવાબથી સંતોષ થયો; મારો હાથ પકડી તેણે કહ્યું: "ત્યારે ચાલ; આ પાર કે પેલે પાર."

મેઘાકાકાએ પોપટનો હાથ પકડયો: "ભલા ગાંડાં શીદને કાઢછ ! એમાં શો શક્કરવાર વળવાનો હતો જે ? ડાહ્યા થઇને ઘેર હાલો, મારા બાપા; આવું ગાંડપણ કોક બીજે વખતે કરજો."

પણ અમારો નિશ્ચય થઈ ચૂકયો હતો. ભૂતોની વાતો ઘણી સાંભળેલી. પ્રત્યક્ષ જોવાનો આજે આવો પ્રસંગ આવ્યો તે જતો કરવાની અમારી ઈચ્છા નહોતી.

પોપટે પોતાનો હાથ છોડાવતાં મેઘાકકાને કહ્યું: "કાકા, ગભરાઓ નહિ! અમને કાંક થાય તો તમે તો આંઇ છો ને! તમને ભો લાગતો હોય તો આઘે જઈને ખેતરમાં બેસો. હું ને મનુ હમણાં ચક્કર લગાવી આવીએ છે? ને કાંક થાય તો કયાં મારે કે, મનુને બાયડી છોકરાં છે!"

ધીરે ધીરે હું ને પોપટ વાવ પાસે આવ્યા. વાવ જૂની પુરાણી હતી, પણ ખાસ્સી લાંબી પહોળી હતી. પાળ પાસે જઈ અમે ઊભા રહ્યા. નીચે પાણીમાં જોયું તો લાગલાજ પડછાયા દેખાયા! હું ચમકયો:

"પોપટ! જોયું?"

પોપટે શાંતિથી કહ્યું: " ગાંડા, એતો આપણા જ ઓળા છે!" ને હું શરમાઈ ગયો.

પણ તરતજ પાણીમાં કાંઇ હીલચાલ થતી દેખાઈ. ત્રણચાર મિનિટ થઇ હશે એટલામાં ખરેખર ચારપાંચ પડછાયા—વાંદરાનાં ડાચાં જેવા દેખાયા. અમે બન્ને ચમકયા. થોડીજવારમાં વાંદરાને બદલે રીંછના પડછાયા દેખાયા—અને તરત જ "હો—ઇ...શ....હુ એવો હુ: હુ -" ગુંગળાયેલો અવાજ આવ્યો.

હું બે ડગલાં પાછળ હઠી ગયો. પોપટે મારો હાથ પકડી લીધો ને મને પાછો વાવની પાળ પાસે ખેંચી લીધો—"ડર્યે કાંઈ નહિ વળે, મનુ, આપણે તો આનો તાગ લેવો છે !"

અને તરતજ વાવમાંથી કોઈ ભયંકર હૃદય—ભેદક કારમી તીણી વેદનાભરી ચીસ સંભળાઈ. ચીસ એટલી કારમી હતી કે પોપટ પણ બે ડગલાં હઠી ગયો. ગામડિયાઓ ખેતરમાં ઊભેલા તે પૂઠ પકડી નાઠા, ને આઘે જઈ ઊભા રહી ગયા.

પોપટને ભય તો લાગ્યો, પણ ક્ષણભરજ. મારો હાથ પકડી તે બોલ્યો: " હવે તો પૂરતીજ તપાસ કરવી પડશે—હિમ્મત છે કે ?" મેં કહ્યું: "હા, મરવાનું તો એકજવાર છે ને !"

દૂર ઊભેલા મેઘાકાકાએ બૂમ પાડી: "પાછાવળો, પાછાવળો" હવે બહુ થીયું !" બૂમને નહિ ગણકારતાં પોપટે મને કહ્યું, "ચાલ, વાવની અન્દર."

અને અમે વાવમાં ઊતર્યા.

અર્ધાં પગથિયાં ઊતર્યા હોઈશું એટલામાં પાણીમાં પાછા ચિત્રવિચિત્ર પડછાયા દેખાવા લાગ્યા, અને અમાનુષી અવાજો અમારી આસપાસ સંભળાવા લાગ્યા, પોપટે ઊભા રહી ઉપર નજર કરી. વાવની ઉપર વડનાં વૃક્ષની ડાળીઓ ભયંકર આશ્લેષથી એકબીજીને ભીડી ઝૂકી રહી હતી. તેનાં પાંદડાંઓનો ખડખડાટ સંભળાતો હતો; પણ ત્યાં કોઈ પ્રાણી—કોઈ જીવ જેવું જણાતું નહોતું.

પોપટે દીવાલ તરફ પોતાની નજર ફેરવી. હાફકોટનાં ગજવાંમાંથી ટૉર્ચ કાઢી તેનો પ્રકાશ ચારે બાજુ નાખ્યો.

કેટલાંક આમાચિડિયાં, એક બે ચીબરી, આ પ્રકાશથી ગભરાઇ ઊઠયાં અને એ અમાનુષી સ્વરમાં વૃદ્ધિ કરવા લાગ્યાં. મારું કાળજું ધડકતું હતું. ભયંકર, ભૂતિયા વાવની અન્દર લગભગ છેલ્લે પગથિયે અમે આવી પહોંચ્યા હતા. પોપટ એક શબ્દ બોલતો નહોતો, પણ તેની દષ્ટિ અને તેનું મગજ ઝપાટાબંધ કામ કરી રહ્યાં હતાં એટલું તો હું એની સાથેના ચિર પરિચયને લીધે જાણી શકયો હતો.

એકાએક પોપટે ગજવાંમાંથી pocket telescope—ખિસ્સાં દૂરદર્શક યન્ત્ર—કાઢયો અને તે વડે ચારે બાજુ તેણે નજર કરી. થોડીવાર પછી યન્ત્ર પાછું તેણે ગજવામાં મૂકી દીધું, અને મને કહ્યું: "ઉપર ચાલ. અહીં કંઇ નથી."

હું બોલ્યો. "પણ આ અવાજોનું શું ? ને આ પડછાયા?" મારા અવાજમાંની ધ્રુજારી સ્પષ્ટ હતી.

તેણે માત્ર એટલુંજ કહ્યું: "ઉપર ચાલ."

"કંઇ સમજ પડે છે ?" પૂછયું.

"ખાસ નહિ—પણ વાત પછી."

વાવની બહાર અમને સહીસલામત આવેલા જોઇ પેલાઓ આશ્ચર્ય પામ્યા. શામજી જરાક આગળ આવ્યો ને અમને ઉદ્દેશીને બૂમ પાડી કહેવા લાગ્યો:

"પોપટભાઇ ! મનુભાઇ ! હવે વધારે જોખમ ખેડો મા !"

"હાલો ! હાલો ! ઘરે હાલો !" મેઘાકાકાએ પણ બૂમ પાડી.

મેં બૂમ પાડી, "ગભરાઓ મા, મેઘાકાકા, તમારે જવું હોય તો જાઓ, અમને જરાક વાર લાગશે!"

પોપટે કહ્યું, "આપણે આ છાપરાંની ભાળ કાઢીએ."

મેં કહ્યું;" ભલે, પણ અહીં તો કાંટાનાં ઝાખરાં પડેલાં છે; જઈશું શી રીતે?"

"મારી પાછળ ચાલ્યો આવ," પોપટ બોલ્યો વાવ અને છાપરાંની વચ્ચે અસંખ્ય ઝાખરાં પોપટ પડેલાં. ઘડીક થોભ્યો. પછી તરત તેણે રસ્તો બદલ્યો. મોટું અર્ધ ચકકર લઇ અમે છાપરાંના પાછલા ભાગમાં આવ્યા.

ઘડીક અમે ત્યાં થોભ્યા. દીવાલોમાં અનેક ફાટો હતી. ફાટોમાં જાળાં ને ધૂળ બાઝી ગયેલાં. દેખાવ આખો બતાવી આવતો હતો કે આ પડતર છાપરાં નીચે વર્ષોથી કોઈએ પગ નહિ મૂકયો હોય.

એકાએક પોપટે ફરીથી 'ટેલિસ્કોપ' કાઢયો ને દીવાલની ચારે બાજુ જોયું. પછી તરતજ તે જમણી તરફના ખૂણા તરફ ગયો. ત્યાં પથ્થરના ઢગલા પડેલા હતા. એ પથ્થરના ઢગલા પર થઇ અમે દીવાલને છેક ખૂણે આવ્યા.

પોપટે પોતાનો ડંડૂકો ખૂણા પર ઠોકયો. એકાએક એક ગચિયું પડી ગયું ને તેજ સાથે "હાહાહાઉ....ઉ...." કરતો એક ભયંકર કાળો આકાર કોણજાણે કયાંથી દષ્ટિ ગોચર થયો. હું બે ચાર ડગલાં પાછળ હઠી ગયો. પોપટ પણ જરાક પાછો હઠયો. પણ તરત જ તે આગળ ધસ્યો, ને ગચિયું પડી ગયેલું તે માર્ગે

દીવાલમાંથી અંદર દાખલ થયો. પાછળજ હું પણ દાખલ થયો. પણ આશ્ચર્ય ? પેલી કાળી આકૃતિ હવામાં ક્યાં ઊડી ગઈ તેની ખબર પડી નહિ. પોપટે ચારે બાજુ નજર નાખી ચારે બાજુની દીવાલ તપાસી, ને પછી એકાએક ધૂંટણિયે પડી પોતાના હાથમાંનો નાનકડો ડંડૂકો ઠોકતો તે ચારે બાજુ જમીન પર ધૂમવા લાગ્યો.

એ શાની શોધમાં છે તેની મને સમજ પડી નહિ. પણ એટલું તો મને લાગ્યું કે અમે ભૂતોના આવાસમાંજ અત્યારે ઊભેલા હતા. પોપટની હિમ્મત અજબ હતી, ને તેના પરની શ્રદ્ધાને લીધે મારામાં પણ હિમ્મતનો સંચાર થયો હતો. છતાં અમાનુષી, ઘોર ને ગ્લાનિભર્યા વાતાવરણમાં કામ કરી રહ્યા હોવાથી મારા હૃદયને એક પ્રકારનો શોક—ઘેરો ભાર પીડી રહ્યો હતો.

દીવાલના ઊગમણા ખૂણા આગળ આવી એકાએક પોપટ અટકયો. મને કહ્યું:

"ભૂતનું નિવાસ—સ્થાન મળ્યું છે. ભૂતોનો સામનો કરવા તૈયાર છે ?"

મેં ડોકું ધુણાવી હા કહી.

"ત્યારે તારા ઈષ્ટદેવનું સ્મરણ કરી લે; કદાચ પાછાય ન આવીએ. તારો છૂરો તૈયાર રાખજે."

આટલું કહેતાં તે ખૂણા આગળનો મોટો પથ્થર એણે ઊંચક્યો. જોયું તો નીચે ઊંડો ખાડો હતો.

એ ભોંયરું હતું.

એક હાથમાં ટૉર્ચ ને બીજા હાથમાં પિસ્તોલ સજ્જ રાખી પોપટ ઊતરવા લાગ્યો. પોપટનો ડંડૂકો તથા બીજા હાથમાં છૂરો રાખી હું એની પાછળ ઊતર્યો.

પણ અમારે માર્ગ શોધવાની બહુ તકલીફ પડી નહિ. પથ્થર ગોઠવીને સીડી જેવું કાંઇક કરેલું તેની નીચે અમે ઊતરી રહ્યા, એટલે ત્રણ ચાર ભયંકર આકૃતિઓએ અમારી પાછળ ઓચિંતો કૂદકો મારી અમારાં હથિયારો નકામાં બનાવી દીધાં. પોપટનો પિસ્તોલનો બાર ખાલી ભોંયનેજ વીંધી રહ્યો; મારા છૂરાનો તો પત્તોય ન રહ્યો.

તરતજ અમારા મોંમાં ડૂચા મારી દેવામાં આવ્યા. હુમલો એટલો અચાનક અને એટલો ઝનુની હતો, અને આકૃતિઓ એટલી અમાનુષી હતી, કે ક્ષણ બે ક્ષણમાં, અમને કાંઇપણ સમજ પડે તે પહેલાંજ, અમે દોરડાંઓથી સજ્જડ બંધાઈ ગયા. પોપટનું કસરતબાજ કલેવર પણ સામનો કરવામાં નિષ્ફળ નીવડ્યું.

એ દરેક આકૃતિએ કાળો ઝભ્ભો પહેરેલો; માત્ર તેના હાથજ ખુલ્લા હતા. આંખ અને નાક સિવાય તેમનાં મુખને પણ કૃષ્ણવર્ણા બુરખાએ ઢાંકી દીધેલાં.

પોપટ શો વિચાર કરી રહ્યો હશે એ કોણ જાણે. મેં તો મારાં મૃત્યુની પળ ગણવા માંડી. આ ભૂતાવળમાંથી હવે દિવસનો પ્રકાશ જોવા મળે એ અસંભવિત હતું.

અમને એમને એમ ઊંચકીને, વાંકા ચૂંકા, ઉપર નીચે જતા, માર્ગે થઇ લઇ જઇ એક ખૂણામાં પેલી આકૃતિઓ અમને ફેંક્યા.

એ નાનો ખંડ તદ્દન અંધકારમય હતો. બાજુમાંજ દીવાલ જેવું કાંઈક લાગ્યું; તેમાં ઝાંખો દીવો બળી રહ્યો હોય એમ અમને લાગ્યું.

તે દીવાલના બાંકોરાંમાંથી એક આકૃતિ ઝપાટાબંધ પેલા દીવાલવાળા ખંડમાં જતી અમે જોઈ.

બેચાર ક્ષણમાંજ, એ બાંકોરાં વાટેજ એક પ્રચંડ-કાય આકૃતિને બહાર, અમારા ખંડમાં આવતી અમે જોઇ. તેની પાછળજ, એક સળગતી મશાલ લઇ એક બીજી આકૃતિ ત્યાં આવી.

અને અમારા—જે ખંડમાં અમે હતા તે ખંડમાં—ઝાંખો પ્રકાશ પથરાઇ રહ્યો.

અને પહેલીજવાર અમે ભયંકર, થીજી નાખે તેવો કર્કશ, તોરી માનુષી અવાજ સાંભળ્યોઃ

"ક્યાં છે એ બદમાશો, વીરા!"

"જી અહીં, આ ખૂણામાં."

એ મનુષ્ય અમારા તરફ આવ્યો. અમારું આવી બન્યું એમ મને લાગ્યું, ભયંકર, ક્રૂર, ગુપ્ત મૃત્યુ અમારી સામે ડોળા કચકચાવી રહ્યું હોય એમ મને લાગ્યું. અંગો ધ્રૂજવા લાગ્યાં. પોપટ અસ્વસ્થ થતો હોય એમ મને એની મુખમુદ્રા પરથી લાગ્યું—પણ મુખમુદ્રાનો વધારે અભ્યાસ કરવાનો વખતજ નહોતો.

એટલામાં પેલા પ્રચંડકાય પુરુષે પોતાની ટૉર્ચનો ઝળહળાટ ભર્યો પ્રકાશ અમારા તરફ ફેંકયો...અને....અને

"અરે ! આ કોણ ! સબૂર, સબૂર, " કરતો તે પોપટની એકદમ નજીક આવ્યો.

પોપટે પ્રચંડ જોર કરી છૂટવાનો પ્રયત્ન કર્યો. પાસે ઊભેલી એક આકૃતિએ તેજ સમયે તેની છાતી તરફ છૂરો ઉગામ્યો– બરાબર તેજ ક્ષણે પેલા પ્રચંડકાય પુરુષે પેલી આકૃતિનો હાથ પકડી લીધો અને બૂમ પાડી, "સબૂર !"

તે પુરુષ અને પોપટ ક્ષણભર એકબીજા સામે જોઈ રહ્યા: પછી તે પુરુષે કહ્યું: "ઓળખાણ પડે છે ! પોપટ ?"

પોપટ અવાક્ થઇ ગયો. આ કોણ માણસ છે ? તેને કદીયે કયાંક જોયો છે ? ઘણો વિચાર કરતાં છતાં તેને કશો ખ્યાલ આવ્યો નહિ.

પેલા પ્રચંડકાય પુરુષે તેના માણસોને આજ્ઞા આપી, "આને છૂટો કરો. એનાથી ભય પામવાનું કશું કારણ નથી. આ ગૃહસ્થને પણ છૂટા કરો." પછી ખૂણામાં પડેલું એક લાકડાનું ગચિયું ખેંચી લાવી, તે ઉપર બેસતાં તે બોલ્યો:

"તું મને ભૂલી ગયો હોય, પોપટ, તેમાં નવાઈ જેવું નથી. મારો આખો વેશ પલટાઈ ગયો છે. તું તો વીશ વર્ષો પૂર્વે હતો તેવોજ રહ્યો છે, એટલે તને ઓળખતાં મને વાર ન લાગી; હવે મારી ઓળખાણ આપું.

"વીશ વર્ષો પહેલાં સત્યાગ્રહની અહિંસક ચળવળ શરૂ થઇ. એતો તને યાદ હશે; તું તેમાં ભાગ લેવા તલપાપડ થઇ રહેલો. અહિંસાનો આદર્શ તેં સર્વાંગપણે સ્વીકાર્યો. ગાંધીજીનાં નવાં તત્ત્વજ્ઞાન વિષે તારા મિત્રમંડળમાં અનેકવાર ચર્ચાઓ થતી. તને યાદ છે, એકવાર દુઃખભંજન શિવાલયમાં ચર્ચાએ ઉગ્ર સ્વરૂપ પકડયું, ને અહિંસાથી દેશને સ્વાતન્ત્ર્ય કદી મળવાનું નથી એમ તારા અંગતમાં અંગત, દિલોજાન મિત્રે..."

"ચંદુએ કહ્યું; અને તુંજ તે ચંદુ..." કરતો છૂટો થયેલો પોપટ દોડીને તેને ભેટી પડયો.

બન્ને મિત્રો વીશ વરસે આવા સંયોગોમાં મળ્યા. બન્નેની આંખમાંથી હર્ષ અને પ્રેમનાં આંસુઓ ટપકવા લાગ્યાં.

"બેસ, બેસ, અહીં બેસ," કહી ચંદુએ પોપટને એક પથ્થરના આસન પર બેસાડયો. હું પણ હવે છૂટો થયો હતો. પોપટની બાજુમાં એક પથ્થર પર હું પણ બેઠો.

બન્ને મિત્રોએ પછી ઝપાટાબંધ વીશ વરસોના ગાળા ઉપરના પડદા ઊંચકયા, અને જુનો પરિચય તાજો કરી લીધો.

અહીં આટલું જણાવવું જરૂરી છે. પોપટ અને ચંદુ નાનપણથીજ મિત્રો હતા બન્નેનાં હૃદયમાં દેશપ્રેમની ઊંડી ધગશ, અને ભારતમાતાને સ્વતન્ત્ર કરવાના રણસંગ્રામમાં પોતાનો પ્રાણ આપવો પડે તો તેમ પણ કરવું એવો દૃઢ નિશ્ચય. એકવાર તો આમ કરવાની વિધિપૂર્વક પ્રતિજ્ઞા પણ તેમણે લીધેલી.

પછી તો ગાંધીજીની અહિંસક અસહકારની ચળવળ આવી. આ નવાં તત્ત્વજ્ઞાને બન્ને મિત્રોની વિચારસરણિમાં ભેદ ઉત્પન્ન

કર્યો. પોપટ ગાંધીજીના અહિંસાના આદર્શનો દઢ પક્ષપાતી હતો; ચંદુ હિંસક પ્રવૃત્તિમાં તેટલીજ દૃઢ માન્યતા ધરાવતો હતો.

વિચારસરણિના આ ભેદે બન્નેને જુદા માર્ગ લેવડાવ્યા. બન્નેના હૃદયમાં એક બીજા માટે સ્નેહ તો એટલોજ રહ્યો; બન્નેનું ધ્યેય પણ એકજ રહ્યું; પણ બન્નેના માર્ગ જુદા થયા અને ચંદુ અને પોપટે પોતપોતાનો માર્ગ ગ્રહણ કરી લીધો.

બે મિત્રોએ જે વાતચીત કરી તેનો ટૂંક સાર આ હતોઃ

પોપટે અસહકારની લડતમાં સમગ્રપણે ઝુકાવ્યું ને સરકારની જેલનો મહેમાન બન્યો—ત્યાંજ મારી સાથે એની ઓળખાણ અને મૈત્રી થઈ–જેલમાંથી બહાર નીકળી દેશસેવાનાં અનેક છૂપાં તેમજ જાહેર કાર્યો એ કરતો; નિર્બળ, દુઃખી, પીડિત, જ્યાં પણ હોય, ત્યાં તેની સેવા અર્થે પોપટ દોડી જતો. ત્યાર પછી ફરી ચળવળ ઊપડતાં તે ફરી પણ જેલનિવાસી બનેલો.

ચંદુની વાત જુદી હતી. અહિંસાથી કાયરતા આવશે, ને એ માર્ગે કદી પણ સ્વરાજ્ય પ્રાપ્તિ થશે નહિ એવું, એ દઢ માનતો હતો. એણે ગુપ્તપણે કામ કરવા માંડ્યું; તે બંગાળા જઇ આવ્યો, ને આગલા વખતની terrorist—ત્રાસ પ્રવર્તક પ્રવૃત્તિઓનો તેણે અભ્યાસ કર્યો. પછી તો હિંસકરીતે આ સરકારને ઉથલાવી પાડવી, ને તે પોતાથી ન બન તો બને તેટલી સરકારના કામમાં ખાંચ નાખવી, એ તેની પ્રવૃત્તિ બની રહી.

તેની અને તેના અનુયાયીઓની સામે વારંટો છૂટયાં અને તેમને પકડવા પોલિસ કટિબદ્ધ થઇ.

તે વખતથી ચંદુ અને તેની વફાદાર, દેશ પ્રેમી ટોળકી ભૂગર્ભમાં ઊતરી પડી, અને અનેક ગુપ્ત સ્થળોમાં નિવાસ કરી સરકાર સામે અનેક હિંસક પ્રવૃત્તિઓ એમણે આદરવા માંડી.

થોડે થોડે સમયે તેઓ પોતાની પ્રવૃત્તિઓનું કેન્દ્ર બદલતા, અને એમ ફરતાં ફરતાં, એ લોકોને આ જીર્ણ વાવ હાથ લાગેલી.

"વારુ, પણ પોપટ, એતો કહે કે તું આંહીં શી રીતે આવી ચઢયો ? અમારી ટોળકીને પકડવાને તો નહિ ને ! નહિ તો હજુ કાંઇ ખોટું મોળું થયું નથી" મુક્ત હાસ્ય કરતાં ચંદુલાલે કહ્યું !"

પોપટ બોલ્યોઃ

"તારા સિવાય પકડવાના ને પકડાવવાના મારે બીજા ઘણા છે, ચંદુ ! ને તને પકડાવું તો તારા પહેલાં સામી છાતીએ મારે પહેલાં ગોળી ન ખાવી પડે ?

"હવે વાત આમ બની. ફરતાં ફરતાં હું ને મારો આ મિત્ર મનુ—જેનો સવિસ્તર પરિચય હું પછી આપીશ—બાજુના ગામમાં આવી ચઢયા. ભૂતપ્રેતની વાતો નીકળતાં આ વાવમાં ભૂતો રહે છે એમ અમને કહેવામાં આવ્યું. ભૂતોનાં અસ્તિત્વ વિષે મેં હજુ ચોક્કસ અભિપ્રાય તો બાંધ્યો નથી—"

"અમને જોયા પછી પણ ?"

"ના, તમને જોયા પછી તો ભૂતોનું અસ્તિત્વ માનવુંજ પડે. અહિંસાની સીધી માર્ગદોરી છોડી જેને ભૂગર્ભમાં લપાવું પડે તે ભૂત તો ખરાંજને ?—હં, હું શું કહેતો હતો ? મને પહેલાં તો કુતૂહલ થયું. પણ જ્યારે મને કહેવામાં આવ્યું કે

ભૂતો બહાર કદી દેખાયાં નથી, ને બીકના માર્યા હેરાન થાય એ સિવાય ભૂતોએ પ્રત્યક્ષ કોઇને કદી નુકસાન કર્યું નથી, ત્યારે મને આમાં જરાક ભેદની ગંધ આવી. એમાં એક જણાએ કહ્યું કે એકવાર કોઈ ઊજી નામની છોકરી ખેતરમાં રહી ગયેલી—"

"તેને બિચારીને તો અમેજ ઠેકાણે સુવાડેલી," ચંદુએ કહ્યું.

"બરાબર," પોપટે આગળ ચલાવ્યું; " એ સાંભળી મને થયું કે ભૂતો આટલાં સેવાભાવી હોય એ વાતમાં કાંઈ માલ નથી. ઊજીને સુવાડી, ઓઢાડી પોઢાડી સ્વસ્થ કરવાનું કામ ઘણું કરીને માનુષીજ હોવું જોઈએ. ત્યારથી વાવમાંનો ભેદ ઊકેલવાનો મારો સંકલ્પ દૃઢ થયો.

"મને જ્યારે કહેવામાં આવ્યું કે વાવનાં પાણીમાં વાંદરાના રીંછના, એમ ભાત ભાતના ઓછાયા પડે છે, ત્યારે મને ઘણું આશ્ચર્ય થયું. ભૂત પોતેજ ઓળો હોય તો પડછાયા, ને તે પણ આવા વિચિત્ર, શી રીતે પડતા હશે ? પણ તે ભેદનો ઉકેલ મને ઘેર બેઠાં સૂઝયો નહિ, પણ વાવની નીચે ઊતર્યો ત્યારે મને કંઇક સમજાયું. વાવફરતી દીવાલોમાં—અમુક અમુક સ્થળે ઊંડાં, લગભગ ગોળ, કાણાં મેં જોયાં. મારાં યન્ત્ર વડે બારીકાઇથી જોતાં એ કાણાંમાંથી બહુજ અસ્પષ્ટ પ્રકાશનાં કિરણ મેં નીકળતાં જોયાં. મને તરત થયું કે જે કોઇ છે, માનવી કે ભૂત, તે આ વાવમાં નથી; આસપાસ ભોંયરું હોવું જોઇએ. જેમ સબમરીનમાં કાચના ટુકડાઓને ચોક્કસ કાટખૂણે ગોઠવી, દરિયાની સપાટી પરના પદાર્થોનાં પ્રતિબિમ્બો એના પર ઝીલવામાં આવે છે, એવી કોઇ કરામત આમાં હોવી જોઇએ—"

"આબાદ," ચંદુ બોલી ઊઠયો, "મારો ખંડ હું પછી બતાવું છું; ત્યાંથી અમે જમીનની અંદર લાંબી ભૂંગળીઓ રાખી તે દ્વારા, બરાબર સબમરીનના સિદ્ધાન્તો પ્રમાણેજ પ્રકાશનાં પ્રતિબિમ્બોની આપલે કરીએ છીએ, અને........"

"અને," પોપટ બોલ્યો, "તે પણ, વાવ પાસે કોઈ આવતું જતું જણાય કે તરતજ એને બીવડાવવા વાંદરા, રીંછ, સિંહ, વગેરેના કાગળના પુઠાંના ચહેરા પહેરીને..."

ચંદુ એકદમ ઊભો થઇ ગયો, ને પોપટની પીઠ થાબડી બોલ્યોઃ

"આબાદ, આબાદ, પોપટ, તારી તર્કશકિત અદ્ભુત છે !! શાબાશ ! તું કહે છે તેજ પ્રમાણે, બરાબર, એ કાણાંઓ દ્વારા, ચહેરાનાં પ્રતિબિમ્બોજ માત્ર નહિ, પણ ભાતભાતના અવાજ પણ અમે 'મેગેફોન' વગેરેની સહાયથી મોકલીએ છીએ."

"ત્યારે તો," હું અત્યાર સુધી ચૂપ બેઠેલો તે બોલ્યો, "વાવ અને આ છાપરાં વચ્ચે અનેક ઝાંખરાં પડયાં છે—"

"એતો અમારી નાસિકા—આ ભોંયરાની નાસિકા છે, ભાઇ," ચંદુ બોલ્યો. ભોંયરાંનું પ્રવેશદ્વાર તો તમે જોયું, પણ હવા આવવાનો માર્ગ તો જોઈએ ને ! ચાલો, જોવું હોય તો, કે અમે કેવી વ્યવસ્થા કરી છે, તે !"

અમને એણે એના ખંડો બતાવ્યા. એમાં હિંસક હથિયારો, બોમ્બ વિગેરે વિસ્ફોટક પદાર્થો, કેટલાક તૈયાર થયેલા અને કેટલાક તૈયાર થતા, તથા તેનાં સાધનો બતાવ્યાં. ઉપરની

માટીની છતમાંથી કાણું પાડી હવા આવવાની કરેલી યુક્તિ તથા અનેક બીજી પ્રયુક્તિઓ અમે જોઈ.

વાવમાં શી રીતે પડછાયા પાડી શકાતા અને અવાજો મોકલી શકાતા, એના પ્રત્યક્ષ પ્રયોગો પણ એણે કરી બતાવ્યા.

"હવે ?" છેવટે ચંદુ બોલ્યો, "તમે કાંઈ ખાશો પીશો ખરા કે અહીં ?" પોપટે કહ્યું: "તારી મિજબાની ફરી ચાખવા, અને મને તો અહિંસક, નિરર્થક માર્ગેથી પાછો વાળવા ફરી કોઇ વાર આવીશ, ચંદુ ! બાકી અત્યારે તો મેઘાકાકા ને તેનું મંડળ અમને ભૂતો ભરખી ગયાં હશે ધારી રડારોળ કરતું હશે, ત્યાં જઇ પહોંચવા દે !"

જરાક અચકાઇ, મારી તરફ વેધક દૃષ્ટિ ફેંકી, ચંદુ બોલ્યો: "પણ આ અમારું ભોંયરું......"

"ભોંયરાં છે જ કયાં, ચંદુ ! હું ને મનુ ભૂતના હાથમાં સપડાઇ ગયેલા માંડમાંડ છટકયા એજ સુભાગ્ય નથી !—ને આ મનુ, જેવો હું તેવો એ છે, સમજ્યો !"

ચંદુ સમજી ગયો.

\+ + + + +

મેઘાકાકાનાં મંડળમાં અમને 'હેમખેમ' જોઇ જીવમાં જીવ આવ્યો. તે રાત્રે બહુ આગ્રહપૂર્વક પુછાતાં પોપટે કહ્યું:

"એ વાત જવા દો ! કાકા, ભૂતના કાળા ઓછાયા યાદ આવતાં જ કાળજું થથરી ઊઠે છે ! બાપરે ! અમને તો માળાઓએ

એવી તો ચોટ મારી કે હું ને મનુ તો લાકડું થઇને ચત્તાપાટ પડી ગયા, કાકા, ને હૈયાં પર તો જાણે સો મણની શિલા મૂકી નો હોય એવું થઈ ગયું ! તમ જેવા ઘરડેરાનાં પુણ્યપ્રતાપ કે ચોટ વળતાં અમે જીવતા નાસી છૂટવા પામ્યા !"

"તે નો પામો, મારા બાપ !" કરુણાશંકર મહારાજ બોલ્યા; "બેઠા બેઠા હું તો ચંડીનો જાપજ જપી રહ્યો તો, બાપલા !"

"ને મેં બજરંગબલિ ને માતા ભવાનીની બાધા પર બાધા રાખી એનું કાંઈ નહિ, અલ્યા કરુણા !" મેઘાકાકા બોલ્યા.

અને ઘડીભર શાંતિ છવાઈ રહી.



## -: ચૂંટી કાઢેલાં ઉત્તમ પુસ્તકો :-

| | |
|---|---|
| સૌના લાડકવાયા (મેઘાણી) | ૩-૮-૦ |
| કુંવારી વહુ | ૨-૮-૦ |
| રાખના સાથિયા | ૭-૦-૦ |
| દેશભક્ત ભુલાભાઇ | ૩-૦-૦ |
| મધુચક્ર | ૩-૮-૦ |
| જગતના વિચારકો | ૧-૮-૦ |
| વિશાખા (બંકિમબાબુની નવલકથા) | ૨-૮-૦ |
| ઓહો રાવજી સુખિયે | ૨-૮-૦ |
| વૈશંપાયનની વાણી | ૨-૮-૦ |
| સમાજવાદ અને સહકારદ્વારા સર્વોદય | ૨-૦-૦ |
| વૈજ્ઞાનિક સમાજવાદ | ૨-૦-૦ |
| શ્રીદેવી (બંકીમબાબુ) | ૪-૮-૦ |
| પ્રભાતના રંગ (વિજયરાય વૈદ્ય | ૩-૦-૦ |
| કુલલક્ષ્મી કમળા (બંગાળી નવલકથા) | ૧-૪-૦ |
| સાસુજી (ધનસુખલાલ મહેતા) | ૨-૦-૦ |
| દૃષ્ટાંત શતક | ૧-૨-૦ |
| અપ્સરા (ચંદુલાલ ગાંધી) | ૧-૦-૦ |
| આલબેલ (કરસનદાસ માણેક) | ૧-૮-૦ |
| મહોબતને માંડવે ,, | ૧-૦-૦ |
| સંસાર નિભાવ (કેશવ. હ. શેઠ) | ૨-૦-૦ |
| અધુરું અંગ | ૨-૦-૦ |
| ષોડશી | ૨-૦-૦ |
| શૃંગાર ત્રિવેણી | ૧-૪-૦ |
| સ્વાતિ | ૧-૮-૦ |
| ઝુમ્મર | ૧-૦-૦ |
| રસિયો જીવ (સૌજન્ય) | ૨-૮-૦ |
| દીલનાં ડંખ (નવલકથા) | ૨-૮-૦ |
| જિંદગીના ખેલ (પન્નાલાલ પટેલ) | ૩-૦-૦ |
| મહાસભાના પ્રમુખો | ૧-૮-૦ |
| મારો જેલનો અનુભવ (ગાંધીજી) | ૦-૮-૦ |
| અન્ય દેશોમાં અસહકાર | ૦-૬-૦ |
| સ્વરાજ્યની શરૂઆત (નવલકથા) | ૨-૮-૦ |
| સંસ્કૃતિના વહેણો (ચંદ્રભાઇ ભટ્ટ) | ૧-૧૨-૦ |
| જી જી જી | ૧-૮-૦ |
| પ્રેમ પત્રો | ૧-૮-૦ |
| ગાંધી-ઝીણા મંત્રણા | ૧-૪-૦ |
| ભણેલી વહુ | ૨-૧૨-૦ |
| અર્પણ | ૩-૦-૦ |
| મધુરાણી | ૨-૮-૦ |

## અમારાં પુસ્તકો

*

| | | | |
|---|---|---|---|
| રૂપનાથ | ૩॥ | દેશભક્ત ભૂલાભાઈ | ૩ |
| સરદારની સાધના | ૩॥ | મધુપર્ક | ૩॥ |
| સોનો લાડકવાયો [મેઘાણી] | ૩॥ | જગતના વિધાયકો | ૧॥ |
| પ્રેમ પરિમલ ભા. ૧-૨ સાથે | ૪॥ | વંચિતા | ૩॥ |
| સ્વપ્ન તિથિ | ૨॥ | દેશનેતા ભાગ ૧-૨ | ૬ |
| કુંવારી વહુ | ૨॥ | સમાજવાદ | ૨ |
| રાખના સાથિયા | ૩ | વિશાલાક્ષા | ૨॥ |
| ગાંધીજીની સ્વરાજ્ય સાધના | ૩॥ | ધરિત્રી | ૩ |
| બંદીવાન | ૨ | વિશ્વયુદ્ધને પગલે પગલે | ૨॥ |
| અહો રાયજી સુણિયે | ૨॥ | પ્રભાતના રંગ | ૩ |
| વૈશંપાયનની વાણી | ૨॥ | શૃંગાર ત્રિવેણી | ૧। |
| નૂતન કામવિજ્ઞાન | ૫ | સાસુજી | ૨ |
| દેશદેશની લોકકથાઓ | ૭ | સંસાર વિપ્લવ | ૨ |
| અધિકાર | ૩॥ | અધું અંગ | ૨ |
| સુરમા | ૩ | પોડશી | ૨ |
| ગાંધી એન્ડ ભારત [અંગ્રેજી] | ૧॥ | વર્માની વિવિધ વાર્તાઓ | ૩ |
| દીલ્હી: એક અને અખંડ દુનિયા | ૨॥ | કેવડાના કાંટા | ૩ |

ભારતમાં અંગ્રેજી રાજ્ય ભાગ ૧-૨ ૧૫.

*

[illegible]

-: પ્રકાશક :-
શ્રી. [illegible] કંપની
બુકસેલર્સ એન્ડ પબ્લિશર્સ
૮૬, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ-૨.